# ઉત્તરા

[વાર્તાસંગ્રહ]

જયંતી દલાલ



પદ્મ પ્રકાશન લિમિટેડ
—મુંબઈ—

કિંમત ત્રણ રૂપિયા

# ઉત્તરા

[ વાર્તાસંગ્રહ ]

જયંતી દલાલ



પદ્મ પ્રકાશન લિમિટેડ

— મુંબઈ —

કિંમત ત્રણ રૂપિયા

ઉત્તરા

પ્રથમવાર : નવેંબર, ૧૯૪૪





: મુદ્રક :
વિ. આર. સાવંત
એસોશીએટેડ એડવર્ટાઇઝર્સ
એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ
૫૦૫, આરથર રોડ, તારદેવ
મુંબઈ ૭

: પ્રકાશક :
મોરારજી પદમસી
પદ્મ પ્રકાશન લિમિટેડ
લક્ષ્મી બિલ્ડિંગ, ત્રીજે માળે
ફિરોઝશાહ મહેતા રોડ, કોટ
મુંબઈ ૧

## પ્રવેશક : ... ... ... ...

ગુજરાતનાં સામયિકોમાં નવી જ ભાત પાડનાર માસિક 'રેખા'ના કુશળ સંપાદનથી સર્વત્ર જાણીતા થનાર શ્રી. જયંતી દલાલનો આ પ્રથમ વાર્તાસંગ્રહ આપણા નવલિકાસાહિત્યમાં એક નવું જ સીમાચિહ્ન આંકે છે.

પ્રવર્તમાન યુગબળો, પરિવર્તન પામતી સમાજરચના અને જિંદગીનાં તમામ પાસાંને અસર કરતાં તત્ત્વોની અસરથી કલાકાર ભાગ્યે જ મુક્ત રહી શકે છે. જનસમુદાયની સાથે રહી એ પણ, એ બળો અને તત્ત્વોનો અનુભવ કરે છે, એને ઝીલે છે અને પછી પોતાની સૂક્ષ્મ સંવેદનશક્તિને પ્રતાપે એને કલાનું સ્વરૂપ આપી જનતા સમક્ષ રજૂ કરે છે. પ્રાસંગિકતા પકડવાની કલાકારની તાકાતનો પરિચય આપતી આ વાર્તાઓ ચિરકાલીન કદાચ ના પણ બને; છતાં ય, રચાતા ઇતિહાસમાં અને પલટાતા સમાજમાં એનું સ્થાન ભાગ્યે જ નકારી શકાય. સર્વકાળમાં અને સૌ કોઈને સદોદિત આનંદ આપે એવી સનાતન કૃતિઓ તો કોઈ પણ સાહિત્યમાં વિરલ જ; અને તેથી જ વર્તમાનને કલાદેહે મૂર્ત કરતી કૃતિઓ આપણા વાચનમનનની એટલી જ અધિકારી બને છે. આપણી આસપાસનાં જીવનવહેણ કઈ દિશામાં વહી રહ્યાં છે, એમાં ઊંડાણ છે કે નહિ, એ ડહોળાએલાં છે કે સ્વચ્છ એ બધાયનું યથાતથ દર્શન આવી કૃતિઓમાંથી મળી રહે છે. અને એ જ એમની વિશિષ્ટતા પણ બને છે.

અહિં રજૂ થએલી વીસ વાર્તાઓમાંથી ત્રણચાર અપવાદ વિના બધી જ વાર્તા બીજા મહાયુદ્ધને પરિણામે ઊભી થએલી વિષમતાઓ ઝીલવા મથે છે. 'મૂઠી ચોખા' માટે કલાકોના કલાકો યાતના વેઠતા લોકો, બોલો, સોમો, વિશ્વાસરાવ, 'મૂગો' અને એવાં બીજાં પાત્રો, સર્વને સંતાપતા યુદ્ધે ફેલાવેલા વિષાદની હવાએ જીવે છે. પ્રતાપી સ્રીપાત્રો પણ અહિંતહિં નજરે ચઢે છે ખરાં.

સભાન પ્રયાસ કરતાં નિશ્ચિત સંવેદનને પરિણામે લખાએલી આ વાર્તાઓ પાસાદાર ભલે ના હોય પ્રાણવાન તો છે જ. એનો પ્રકાશ આંખને આંજી નાંખનારો તો નથી પરંતુ એની સૌમ્યતા ઘણું બધું દેખાડી શકે છે જે ભાષાની ભભક, શબ્દોના સાથિયા, પોકળ ઊર્મિલતા કે સનાતન ત્રિકોણો કદીય દેખાડી શકે એમ નથી. એનું લાઘવ એ એનું દૂષણ નહિ પણ ભૂષણ છે કેમ કે મૂર્ત થતા પ્રસંગમાં વિષમતા અને કરુણા સભર ભર્યાં છે. એમને દીનદૂબળાં પ્રત્યે સમભાવ છે તો ઉજળા લોકોની સુગ પણ નથી અને તેથી કોઈ પણ વાદના હિમાયતી બન્યા વિના લેખક જે કંઈ કહેવું છે તે આવેશ વિના કહી શકે છે. એમના સર્જનની સ્વસ્થતા અને સમતોલતા ધ્યાન ખેંચે એવાં છે.

એમનો સર્જનવ્યાપાર એમણે 'છેક છેલ્લે' સમજાવ્યો છે અને એમાંથી એમની સૂક્ષ્મ સંવેદનશક્તિ, ઊંડી કલાદૃષ્ટિ અને સચોટ જીવનદૃષ્ટિની આપણને પ્રતીતિ થઈ રહે છે. ભૂતકાલીન ગૌરવ કે ભાવિ અનિશ્ચિતતા કરતાં વર્તમાનનું જ એમને પ્રબળ આકર્ષણ છે. આ એક રીતે એમની મર્યાદા છે તો બીજી રીતે એમની શક્તિ પણ છે.

આપણા નવલિકાસાહિત્યમાં આ સંગ્રહને એનું વિશિષ્ટ સ્થાન રહેશે એની પ્રાસંગિકતાથી અને મૌલિકતાથી. આપણા બહુ થોડા લેખકોએ યુદ્ધમાંથી ઉપસ્થિત થએલી વિસંવાદિતાને વાર્તાના દેહમાં વણવાનો પ્રયાસ કર્યો છે. 'પચાસ વર્ષ પછી'ના હિંદની સબળ કલ્પના રજૂ થઈ છે, સત્યાગ્રહની લડતોમાંથી વાર્તાઓનું પ્રજનન થયું છે, પરંતુ ઉપર નોંધ્યા પ્રમાણે બીજા વિશ્વયુદ્ધમાંથી પરિણમેલી પરિસ્થિતિમાંથી વાર્તાનો દોર આપણા બહુ થોડા લેખકોએ પકડ્યો છે. શ્રી. જયંતી દલાલનું આ સાહસ કેટલે અંશે સફળ થયું છે તે નક્કી કરવાનું વાચકો ઉપર જ છોડીએ.

ટૂંકી વાર્તામાં પ્રવર્તમાન બળો ઉમેરવાનો આ ગ્રંથસ્થ પ્રયાસ એને યોગ્ય એવી સફળતા પામશે જ એવી આશામાં આજે આ સહર્ષ પ્રસિદ્ધ કરીએ છીએ.

---

# અનુક્રમ









## : અમારાં અન્ય પ્રકાશનો :



**પ્રસિદ્ધ થએલાં**

| | | |
|---|---|---|
| સીતા | (નાટક) | ચન્દ્રવદન મહેતા |
| કાદવનાં કંકુ | (વાર્તાસંગ્રહ) | બકુલેશ |
| આપણા નેતાઓ | (રેખાચિત્રો) | યુસુફ મહેરઅલી<br>અનુ: નંદકુમાર પાઠક |
| સુનંદા | (વાર્તા) | રમણ વકીલ |
| મૃચ્છકટિક | (નાટક) | સુન્દરમ્ |
| લતા | (સળંગવાર્તા) | ગુલાબદાસ બ્રોકર અને બીજાઓ |
| ફોરાં | (વાર્તાસંગ્રહ) | ડૉ. જયંત ખત્રી |



**: હવે પછી :**

| | | |
|---|---|---|
| શર્વરી | (વાર્તાસંગ્રહ) | કિસનસિંહ ચાવડા |
| ઠંડે પહોરે | (નિબંધિકાઓ) | મુનિકુમાર ભટ્ટ |
| સમાજવાદની પુનર્વિચારણા | | મીનુ મસાણી |
| ગાંધીવાદની પુનર્વિચારણા | | મોહનલાલ દાંતવાળા |
| આપણી કૉંગ્રેસ | | રમણિકલાલ શાહ |

તદુપરાંત ગુજરાતભરના જાણીતા લેખકોની કૃતિઓ

પદ્મ પ્રકાશન લિમિટેડ
લક્ષ્મી બિલ્ડિંગ—ત્રીજે માળે
ફીરોઝશાહ મહેતા રોડ, કોટ, મુંબઈ

૧

# ઉત્તરા

છત સામે નજર ટેકવીને ઉત્તરા જાગતી પડી રહી. એની આંખમાં નિંદ ન હતી. છેલ્લા ચાર માસ—જ્યારથી એ શ્રીધર સાથે પરણી તેની એક એક ક્ષણ જાણે હજારહજાર વિષધરના ડંખ જેમ એના સ્વાભિમાનને કોરી રહી હતી.

પડખે જ શ્રીધર આરામની, સંતોષની નિદ્રા લેતો હતો. સ્વામિત્વના સંતોષ ખાતર ઉત્તરાનો જમણો હાથ એણે પોતાના માથા નીચે નાખ્યો હતો. સ્વસ્થતાની, ધન્યતાની મીઠી મહોર એના ચહેરે રમતી હતી.

છત સામેથી ઉત્તરાએ એની નજર શ્રીધર સામે ફેરવી. વિજયનું ગુમાન આ ચહેરે કેવું ઝળકતું હતું! જાણે એનાં બિડાયેલાં પોપચાં, સહેજ ફૂલતાં નસકોરાં, સહુ એના વિજયનો નાદ ગજવતાં હતાં.

ઉત્તરા એ દેખી ન શકી. એણે એની નજરને પાછી છત પર ફેરવી. અગણિત વાર એને યાદ આવી ગયેલી વસ્તુઓની સ્મૃતિએ પાછો હલ્લો કર્યો.

એની નજરે ચઢી એક કન્યા: નમણી, સુંદર, સંગેમરમરની પૂતળી જેવી. પુરદ્વારની વાંકી છટાદાર કમાન જેવી એની ભ્રમરો હતી. શબનમ ઝીલી સ્વસ્થ બનેલી મોગરાની કળી જેવી, નીતરતી એની આંખો હતી. પોતે કમનીય છે એ તે જાણતી હતી. પણ હજુ એનું ગુમાન એને ન હતું. બધું જ એને સુંદર લાગતું હતું. કશું ય અરૂપ એણે દીઠું ન હતું.

એના કંઠમાં મીઠી હલક હતી. એની નૃત્યછટા ગમે તેને મુગ્ધ કરે તેવી હતી. નિજાનંદમાં એ મસ્ત હતી, ક્યાંય એ દુ:ખ, દર્દ જોતી અને એની આંખમાં આંસુ આવતાં. પણ ગીત અને નૃત્યની સાધનામાં એ એને વિસારે પાડતી. દુનિયાથી એ અજાણ હતી; અને અજાણ રહેવા પણ માગતી હતી.

પણ દુનિયા પોતાની જાતથી એ અજાણ રહે એમ ક્યાં ઇચ્છતી હતી? એટલે જ ઉત્તરાને દુનિયાએ પોતાનો પરિચય કરાવી દીધો, અને એ પરિચયે ઉત્તરા ત્રાસી ઊઠી. અચાનક જ પોતાના તાનમાં મસ્ત ઉત્તરાને સમજાયું કે કેટલીક જુવાન પુરુષઆંખો એને ભરખી રહી હતી. એ નજરમાં એને એવી કશી ભયંકરતા લાગી કે એ સમસમી રહી. એને રાની પશુઓની યાદ આવી. એમાં શિકારીવૃત્તિ એને જણાઈ. એ ટાળવા ઉતાવળે પગલે એ ત્યાંથી ચાલી તો સ્પષ્ટ રીતે પાછળથી તાળીનો અવાજ અને સિસોટી સંભળાયાં.

આ નજર, આ તાળી, આ સિસોટી શું હતાં? ઉત્તરાને એ ન સમજાયાં, પણ એથી તો એને કશો અદીઠ ભય લાગવા માંડ્યો. શું હતું આ? આ લોક એને આવી નજરે કેમ જોતા હતા? અને એને કમકમાં કેમ આવતાં હતાં?

'લે. તું ય ખરી! આટલું રૂપ છે તે બિચારા કોઈ આંખ ભરીને જુએ પણ નહીં?'

રૂપ! આંખ ભરીને જુએ? પોતે સોનેરી રજથી રંગાયેલી સંધ્યા હતી? કે મીઠાઈની વાનગી હતી? રૂપ! આંખ ભરીને જુએ?

ઝનૂને ચડેલો પવન એક જ ઝપાટે નાનકડા ટમટમતા દીવાને ઓલવી દે છે, પણ એ જ પવન આગને ચામર ઢાળી વડવાનલ બનાવી

મૂકે છે. દુનિયાના આ પહેલા જ્ઞાને ઉત્તરાના એ નાનકડા દીપને બૂઝાવી દીધો. ઉત્તરા વધુ એકાન્તિક બનતી ગઈ. જે રૂપ લોકોને આંખ ભરવા મીઠું લાગતું હતું તેને એ આરસીમાં કલાકો લગી નીરખતી. ન જાણે કેમ પણ એને એમાં આંખ ભરવા જેવું શું હતું, તે જ સમજાતું નહોતું. અને આંખ ભરે એ સામે પણ એને વાંધો ન હતો. જ્યારે એ આંખમાં તૃષ્ણા અને લોભની ક્રૂરતાને પારખતી ત્યારે એને ધ્રુજારી વછૂટતી. ગરીબડાં, ઉલ્લાસે ગરદન ફુલાવતાં પારેવડાંને બિલાડીનો શિકાર થતાં એણે જોયાં હતાં. પેલી નજર અને આ શિકાર વચ્ચે એને ન સમજાયું એવું સામ્ય હતું, એટલું એને લાગ્યું. કશી નિરાધારીની ખાડમાં કોઈએ એને ધકેલી દીધી હોય એવું એને લાગ્યું.

દુનિયાના આ પહેલા સંપર્કે એને એક બીજી વસ્તુની પણ જાણ કરી દીધી. એ સ્ત્રી હતી. પણ એટલો જ માત્ર એનો અપરાધ ન હતો. એ રૂપાળી હતી. હા; આંખ ભરીને જુએ, તાળી મારે કે સિસોટી વગાડે, ક્યારેક કોઈ કોઈ ઠેકાણેથી કાંકરી પણ મારી લે, એવી રૂપાળી હતી.

બહાવરી આંખે એણે દુનિયાને જોવા માંડી. એણે જોયું કે દુનિયા માત્ર એની સાથે જ આમ ન’તી વર્તતી. બીજાઓને પણ રૂપાળા હોવાની, સ્ત્રી હોવાની કિંમત ભરપાઈ કરવી પડતી હતી. પણ એ હોશિયાર હતા. કશી અવનવી કિન્નાખોરીથી એ એનો બદલો લેતા. ઉત્તરા માટે કિંમત આપવી કે વસૂલ કરવી, બન્ને અશક્ય હતાં.

સુંદરતા! શાં શાં સ્વપ્નાં એણે સુંદરતાની ભાવના પર રચ્યાં હતાં! નિર્મળ, પાશવી સ્વામિત્વના અણસારા સરખાથી દૂર રહેલાં એ સ્વપ્નાં પર દુનિયાના નવા અને ભયંકર દર્શને જડતાની ગ્રંથિના ઓળા પાથર્યા. ઉત્તરા વધુ આપરખી બની. પણ સાથે એ વધુ સચેત પણ બની. કોક દૃષ્ટિમાં રહેલી સરલતા કે ભક્તિ પણ હવે એને કશી વિકૃત થયેલી વસ્તુ જણાતી. અને એથી યે વિશેષ તો એ આ આખી વસ્તુ વિષે સંપ્રજ્ઞ બની તે હતું.

અને આટલું ઓછું હોય એમ હવે એના પર નનામા પત્રો આવવા લાગ્યા. પોતાનાં અતિશયોક્તિભર્યાં વર્ણનો ક્યારેક એને પોતાની જાતને ધન્ય માનવા પ્રેરતાં. પણ જ્યાં એ જ અનહદ કાવ્યશક્તિ એમની

માગણીમાં પરિણમતી અને પોતાના દેહનાં અવયવોનાં, એને અજાણ્યાં એવાં નામ સહિત, એમાં ચેડાં આવતાં, ત્યારે એને પોતાની જાત ઉપર ધિક્કાર વછૂટતો. આ બધું પોતાના માનવી તરીકેના સ્વમાન અને સ્વીકારથી વિરુદ્ધનું લાગતું.

ઘણી ય વાર એને થતું : રૂપ હોવું અને સ્ત્રી હોવું એ તે શું ગુના જેવું છે? અને એ જ ગુનાની સજા, પેલી લોલુપતાભરેલી આંખો, નનામા લેખો અને એમાં રહેલી, એના રોમેરોમને આગની ચિનગારીથી જલાવી દેતી વાતો, કુત્સિત શબ્દો અને એથી પણ વધુ કુત્સિત અણસારા હતી! આ વાતો જો હોઈ શકે તો માત્ર બે–ના, ના, દ્વૈત મિટાવી દઈ એક બનેલી વ્યક્તિ વચ્ચેજ હોઈ શકે. માત્ર એ સ્ત્રી હતી અને રૂપાળી હતી માટે કોઈપણ રસ્તે જનારને આમ વર્તવાનો અધિકાર મળી જતો હતો? હાય રે રૂપ!

મનની વરાળ એ ક્યારેક બહેનપણી આગળ ઠાલવતી.

'આ શેની સજા છે?'

'પાગલ, આ સજા નથી. આ તો તારું પરમ શસ્ત્ર છે. એની પટાબાજી શીખી લે અને જગતને જીત.'

બહેનપણીએ દુનિયાની સાથે વર્તવાની તરકીબ શીખવતી હોય તેમ કહ્યું. પણ ઉત્તરાને તો આ વસ્તુએ વધુ પરેશાન કરી મૂકી. એનું સ્ત્રીત્વ એ હથિયાર! એનું રૂપ એ શસ્ત્ર! અને આની પટાબાજી કરી એ કયું જગત જીતવાની હતી! અને બધાં બ્રહ્માંડ જીતાતાં હોય તો ય એનો શો અર્થ હતો! જીવન અને સુંદરતા: આ શું આટલાં પામર હતાં!

બહાવરી બની ઉત્તરા આનો જવાબ ઢૂંઢતી. સુખ, સંતોષ, જીવન, સૌન્દર્ય સહુની એને કલ્પના હતી. છતાં આ જ જો હકીકત હોય તો એ કલ્પના માત્ર ક્રૂર પરિહાસ હતી.

ઉત્તરાએ મન મનાવ્યું કે દુનિયાથી અળગી રહી એ આ પરિસ્થિતિને જીતી શકશે. જીતી નહીં શકે તો ય હારવું પડે એવી પરિસ્થિતિમાં તો નહીં જ મૂકાય. રૂપ અને સ્ત્રીત્વને એ હથિયાર બનાવવા નહોતી ચાહતી. આખી યે સ્થિતિ એને પોતાના લોપ જેવી લાગતી હતી.

મરીને જીવનારા વિષે એણે સાંભળ્યું હતું પણ આ તો જીવન અને મરણ બન્નેનો નકાર હતો. સ્વમાનનો ભંગ કરી અનુચિત, માનભંગ કરતી, આદમિયત નકારતી પરિસ્થિતિની ગુલામીનો સ્વીકાર એ મરણ હતું. એ મરણ પછી ભલે શ્વાસ ચાલુ હોય. જીવન–સુરખી ભર્યું, સંતોષી, સ્વમાની, દીપ્તિભર્યું જીવન અશક્ય હતું. ના, ના. એ જીવન જ ન હોઈ શકે; કારણ કે એમાં સુંદરતા ન હતી. એ તો હતી માત્ર હાડચામની ભૂખ. જંગલની રીત, પશુની રીત. સમજુ માણસ : અક્કલવાન હોવાનો દાવો કરતો માણસ પણ આટલો પ્રાકૃત, આટલો જડ, આટલો અબુધ હતો?

સ્ત્રી અને પુરુષ : ઉત્તરાની કલ્પના દોડતી હતી. જીવનનો આનંદ ભોગવતાં, સુંદરતા, સરસતા લેતાં અને દેતાં, સ્ત્રીપુરુષને એ કલ્પતી હતી. ન'તી તેમાં લોલુપતા. ન'તા તેમાં કશા ય કોઈના ય સ્વમાન કે આપરખાપણાને પડકારતા સ્વામિત્વ કે હથિયારના ખડખડાટ. જીવનને પૂર્ણ કરવાનો, જીવન માણવાનો આ જ એક માર્ગ હતો પણ દુનિયાએ કેવો માર્ગ લીધો હતો? ખાંડ ખાઈ મોં ભાંગી નાખી, મીઠા પકવાનના સ્વાદથી અજાણ રહેનારને દુનિયા અણસમજુ કહે છે. ત્યારે આને દુનિયા શું કહેશે? પણ દુનિયા કયે મોંએ એને ભાંડશે?

ઉત્તરાનું ચિત્ત ચિંતામાં ડૂબી જતું. મથામણું છતાં ય એને એક વસ્તુ ન'તી સમજાતી. દુનિયા આવી હતી? કલ્પનાનો છેહ ઉત્તરાને મૂંઝવી જતો.

અને આટલું ઓછું હોય એમ આ જ ચિંતામાંથી એક નવી વાત જન્મી. ઉત્તરાને પોતાનામાં કશું ન સમજાય એવું પરિવર્તન થતું લાગ્યું. આને જ પેલાઓ સ્ત્રીત્વની જાગૃતિ કહેતા હતા? અજાણે જ કશા અણચિંતવ્યા વિચારો દળકટક સાથે ઊતરી પડતા. આરસી સાથે સદા ઝઘડતી ઉત્તરા, રૂપને શાપ ગણવાની હદ લગી આવેલી ઉત્તરા, આરસીમાં પોતાનું પ્રતિબિંબ જોતાં જ મલકી જતી. આ મલકાટ એના ગૂઢ મનોવ્યાપારને પણ નહોતો સમજાતો. બીજી જ પળે નફ્ફટ થઈ એ આરસી સામું જોતી: જાણે પેલી પ્રતિબિંબિત મૂર્તિને આહ્વાન ન દેતી હોય!: 'હું ય રૂપાળી છું હોં.'

પણ સાથે જ કશી વેદના થતી હોય એમ એ ચહેરો કરમાઈ જતો. આ જ રૂપ, આ જ સ્ત્રીત્વ અને...અને આ જ દુનિયા!

ઉત્તરા રોઈ પડી. એનું દ્રવતું હૈયું પેલી નીતરતી આંખોમાં આવીને બેઠું.

નિરાધારીનો એકરાર કોને કહેવો? પેલા જગત જીતવાની શિખામણ દેનારાઓને? એનો શો અર્થ હતો? જ્યાં દૃષ્ટિ જ જુદી હતી, સુખ સંતોષના ખ્યાલ જ નિરાળા હતા ત્યાં આવી વાતનો અર્થ જ ન હતો.

બધાની ફરિયાદ હતી: ઉત્તરા અતડી થતી જતી હતી. બહેનપણીઓ મજાક કરતી હતી; 'બહેનબા હમણાં તો બહુ અભિમાની થયાં છે; પણ રૂપરંગનાં અભિમાન ખોટાં.' શિખામણ, આપનિરાશાની કડવાશ, ઈર્ષ્યા અને નરી સરલ મસ્તી સહુ એમાં સૂર પૂરાવતાં. સહુને એ મજાક ગમતી. માત્ર ઉત્તરા એથી ધૂંધવાતી.

એક બાજુ ન કળાય એવો કશો તલસાટ એને સતાવી જતો, પેલા તલસાટ અને એને અંગે આવતાં માનસિક પરિવર્તનો સહુને આ હેમાળો અમાનુષી, પાશવી, જંગલી, ગણાવતો.

દુનિયાએ એની છેડ ચાલુ રાખી હતી. ના, હવે તો એ છેડ, અણુસારા, સિસોટી, તાળી અને નનામા હલકટ કાગળોથી આગળ વધી હતી. મીઠાઈ પર માખીઓ બણબણે, એમ ઉત્તરાની આજુબાજુ ય પુરુષોનું ઝૂંડ બણબણતું હતું. સહુ ઉત્તરાની આંખ પામવા યત્ન કરતા હતા. કોક ચબરાકપણાનું પ્રદર્શન કરતા, કોક વારસાની મિલ્કત ભિડાવતા. સહુ એને આંજી દેવાનો યત્ન કરનારા હતા.

એ પ્રશંસાના અવિરત વહેતા રહેતા સૂરો, પ્રશંસા પામનારીને પોતાની કરવાની—માલિકી હક્કે પોતાની કરવાની—માગણીઓ હતી એમ જ ઉત્તરાને લાગતું. એની સાદી સમજ, એની કલ્પના, સુંદરતા અને જીવનના ખ્યાલ સહુ સમાનતાના હતા. જીવનના આનંદમાં કોઈ લેતું નથી, બધા દે છે એવી કાંક એની સમજ હતી. પણ આ કાદવિયામાં તો માત્ર માલિકીપણું ખદબદતું હતું. સ્વામિત્વની બદબો એમાં હતી.

સમાનતા મેળવવાની, જીવનમાં સાચું સુખ પામવાની, સ્વમાની રહેવાની એની કોશિષને દુનિયા બનાવટ સમજતી. કોકે એને 'માનુનીનાં

નખરાં' પણ કહ્યાં. એના હૈયામાં કેટલી સચ્ચાઈ હતી એ જોવા કોણ તૈયાર હતું?

અને વળી પાછી એક નવી વાત આવી. પેલા રૂપભમરાઓએ નવી વાત એ કહેવા માંડી કે એ ગુલામ થવા તૈયાર હતા. બસ. આખી યે વસ્તુ માત્ર સોદો બની જતી. કવિઓએ ગાયેલો પ્રેમ, સમાજના સ્તંભોએ ઉદ્‌બોધેલું જીવન, સહુનો મર્મ માત્ર આટલામાં આવી રહ્યો હતો: 'વેચાઓ,' 'ગુલામ બનો.' જીવનની સૌરભનો આ કેવો ક્રૂર ઉપહાસ હતો?

ઉત્તરાનું મન વધુ ને વધુ ખિન્ન બનતું જતું હતું. એના હૈયામાં જ ખેલાતા પાણિપતને શમાવવા જતાં એ વધુ એકાન્તિક, વધુ અતડી, વધુ આપરખી બનતી હતી. પાણી પર કાગળની હોડીઓ સરે એમ જીવનવહેણ પર બીજાંને સરતાં એ જોઈ રહેતી. કેટલાં સુખી એ હતાં? હા એ સુખી હતાં કારણ કે જીવનને માત્ર ક્ષણિક આનંદની ઉછામણી એ સમજતાં હતાં. એમાં કશું શાશ્વત હોય છે, ચિરંજીવ હોય છે, પ્રેરણાદાયી હોય છે, એ એમાંથી કોણે જાણ્યું હતું?

સુખ! કોણે જાણ્યું છે સુખ શું હોય છે એ? ક્યારે ય માનવીને એનો તાગ મળ્યો છે? આંધળાનો હાથી!

ઉત્તરાએ છત સામેથી નજર ઊઠાવી ફરી એક વાર **શ્રી**ધરના ચહેરા પર ગોઠવી. કેવી સંતોષની નિંદમાં પડ્યો હતો! આરામની નિદ્રા: સુખનાં સ્વપ્નાં. વિજયનો મદ. જીવ ભરીને વરસાદ વરસાવી દીધા બાદ પ્રફુલ્લ અને સ્વચ્છ થવા મથતું આકાશ જેવું હસું હસું થઈ રહે છે તેવું કાંક **શ્રી**ધરને ચહેરે રમતું હતું. આ શું હતું? શા માટે ઉત્તરા એમાં ભાગીદાર નથી થઈ શકતી?

ઉત્તરાને એ પ્રસંગ યાદ આવ્યો જ્યારે રાત અને દિવસોની મથામણ પછી એણે **શ્રી**ધર સાથે જીવનસંગી થવા કબૂલ્યું હતું. પોતાના હૈયાની એક એક વાત એણે **શ્રી**ધરને કહી હતી. સ્વામિત્વની નફરતનો પણ એણે ખુલ્લે દિલે એકરાર કરી દીધો હતો. એનાં રૂપ અને સ્ત્રીત્વની દુનિયાએ કરેલી અજુગતી છેડતી અને એનાં પોતાના પર નીપજેલાં પરિણામ પણ એણે કહ્યાં.

'હું સાચી છું કે નહિ તે તો હું નથી જાણતી. પણ આ સિવાય મને બીજી કશી લાગણી નથી થતી. સુંદરતાના, મારા પોતાના જીવનના ખ્યાલ, બનવાજોગ છે કે એ લાગણીથી ઢંખાયેલા હોય. પણ આ વાત ઊંઘતાં કે જાગતાં હું નથી ભૂલી શકતી.'

**શ્રી**ધરને મન તો જાણે આ કવિતા હતી. એણે કહ્યું: 'ઉત્તરા, તને પામીને હું મારી જાતને ધન્ય માનું, કે અન્ય મારા સદ્ભાગ્યની અદેખાઈ કરે એમાં મને કોઈનો વાંક કાઢવા જેવું નથી લાગતું. રૂપ સાથે તારામાં તો હું એક ઉન્નત આત્મા જોઉં છું. હવે હું અને તું જુદાં નથી રહેતાં. હવે હું અને તું નહીં—આપણે.'

કેટલા મીઠા, આશ્વાસન દેતા, નવજીવનની પ્રેરણા દેતા શબ્દો! ઉત્તરાને પોતાનાં 'તપ' ફળ્યાં લાગ્યાં.

અને એ પરણ્યાં. હજુ ય ઉત્તરાની આંખ આગળથી એ દશ્યાવલિ હટતી ન હતી. બધું ધન્ય હતું. હવે સ્વપ્નાંની પાંખે ઊડવાનું ન હતું. સ્વપ્નાંની તો ધરતી પર બિછાત કરી હતી. એ પર ધીરા પગલે ચાલવાનું હતું. જીવનનું સાફલ્ય પામવાનું હતું.

ઉત્તરાને થયું: કલ્પનાએ કેવો અકલ્પ્યો દ્રોહ દીધો? હા. એ સ્વપ્નાંની બિછાત જ થઈ હતી. એને ધૂળભેળાં કરીને જ ચાલવાનું હતું.

ઉત્તરા એનો બધો મનોવ્યાપાર ભૂલી શકી ન હતી. એની ગાંઠ તો હૈયામાં ઊંડી ને ઊંડી જડ ઘાલીને બેઠી હતી. ક્યાંક એણે વાંચ્યું પણ હતું. હાથમાં પડેલી કડી ઊંડી ઊતરીને હાડકાં સાથે જડાઈ બેઠી હતી. જીવનની એક જ કસોટી, સુખદુ:ખનો એક જ નિકષ—અને એમાં **શ્રી**ધર ક્યાં હતો?

ઉત્તરાનું હૃદય ધડકી ઊઠ્યું. પેલો પ્રસંગ!

ઉત્તરા **શ્રી**ધરને વીંટાઈ વળી હતી, ચારે આંખો એક જ તારે પરોવાયેલી હતી. બે હૈયાં એક શ્વાસે ધબકતાં હતાં. અને એણે પૂછ્યું: '**શ્રી**, તું મને ચાહે છે?' અંતરના ઊંડાણમાં ઘર કરી બેઠેલી શંકા એને વારંવાર એ જ પૂછવા પ્રેરતી. અને એણે પૂછ્યું.

અને શ્રીધરે શું જવાબ વાળ્યો?

એણે ઉત્તરાને પોતાના બાહુમાં સમાવી દઈ જબરી ભીંસ દીધી. ઉત્તરાના અધર પર એણે ચુંબન ચોડ્યું. એણે કાંઈ જવાબ ન દીધો પણ શ્રીધરની આંખમાં ઉત્તરાએ જવાબ વાંચી લીધો: 'હું તને ચાહું છું એની આથી વધુ કયી સાબિતી તારે જોઈએ છે?

ઉત્તરાને જાણે કોઈએ પહાડના શિખર ઉપરથી ગબડાવી દીધી હોય એવું થયું. જેનો ભય હતો એ જ સાચું થયું? જે ટાળવાને એણે મથામણ કરી એ જ એના જીવનમાં આગળ આવીને ઊભું! એનો સ્વીકાર માત્ર એ સ્ત્રી હોવાના કારણે હતો? એના પ્રેમનો અંગીકાર માત્ર એ રૂપાળી હોવાથી થયો હતો? આ સ્વમાનભરી જિંદગી હતી? આ સમાનતા હતી? આ 'આપણે'નો પાયો હતો?

ઉત્તરાની વિચારમાળા તૂટી. ઊંઘમાં પડખું ફરતાં શ્રીધરનો હાથ ઉત્તરાની છાતી પર પડ્યો. ઉત્તરાને કોઈએ બળતો અંગારો ચાંપ્યો હોય એવું થયું.

ઊંઘમાં ય આ પુરુષને એનો સ્વામીભાવ છોડતો ન હતો. એ માલિક હતો. ઉત્તરા સ્ત્રી હતી. એનું સર્વસ્વ એ પુરુષના ઉપભોગ માટે હતું! સ્ત્રી અને ગુલામ! પુરુષ અને સ્વામી!

ઉત્તરાના અંતરમાં વલોપાત જાગ્યો. ના, ના. આ જીવન ન જ હોઈ શકે. આ જો જીવન હોય તો એવા જીવનનો કશો અર્થ નથી. સ્વમાન વિનાનું જીવન, ઓશિયાળું જીવન, એ તો બદનામી છે. જીવન કદિ યે બદનામી ન હોઈ શકે.

ફરીથી એણે શ્રીધરના ચહેરા સામે જોયું. એ જ પરમ સંતોષનું તેજ ત્યાં હતું. વંકાયેલો હોઠ જાણે વક્રતાથી ઉત્તરાને કહેતો ન હોય: સ્ત્રી, તું મારી છે, મારી છે.

ઉત્તરાથી આ દેખી ન ખમાયું. સફાળી એ ઊભી થઈ ગઈ અને ચાલી નીકળી.

અંધારી ચૌદશના તારાગણ એકએક સાથે હોડ બકતા ઝગતા હતા. જાણે ઉત્તરાને કહેતા ન હોય: જો, આને સ્વમાન કહે છે! આને જિંદગી કહેવાય!

૨

# ધુ તા રો !

તે દિવસે હું સિનેમાના છેલ્લા 'શો'માં પણ મોડો પડ્યો. અજવાળાથી અંજાયેલી આંખથી અંધારાંનો તાગ પામવા જતાં જે મૂંઝવણ પડે છે તે અનુભવી, એકબે ઠેસઠોકર ખાઈ છેવટે હું એક ખુરશીમાં બેઠો. અજવાળાની આદત છોડી આંખે અંધારાની દોસ્તી કેળવવા માંડી. અને મને લાગ્યું કે પ્રેક્ષકોમાં મારા ઉપરાંત કેવળ બીજાં બે જણ હતાં—અમારા વચ્ચે એક ખાલી ખુરશી જ હતી. અને સહજ રીતે, એમ જ, મને સમજાઈ ગયું કે મારી હાજરી એમને વિક્ષેપરૂપ હતી. ખાલી પ્રેક્ષકગૃહમાં પડઘો પાડતું એમનું અકારણ હાસ્ય જાણે મારી હાજરીની જાણ થતાં જ અટકી જવા માંડ્યું. મીઠાં, મધુરાં કાનસોરિયાંય જાણે થંભ્યાં.

થોડી વાર એમ ને એમ અકળાયેલી શાન્તિ ચાલી. પડદા પરના પડછાયા આદમિયતનો કમજોર હુંકાર કરતા હતા. હું સિગારેટ ફૂંકતો હતો. અને મારે પડખેથી કોક પ્રણયનાટકની અધૂરી તાન સંભળાઈ. એ જ વખતે પડદે વસ્લની કશીક ઉત્તેજનાભરી કોઈ તસ્વીર આવી

અને હું એમાં ધ્યાન પરોવું એ પહેલાં તો, 'શર્માતે નહીં? ગયરોંકે સામને?' એટલું અને ચુંબનનો ઉન્મત્ત અવાજ પડખેથી કાને પડ્યો. ન જાણે કેમ પણ શરમની વાત કરનાર પેલા અવાજમાં મને લાજ શરમ તો શું પણ ઉપરથી નફ્ટાઈ અને લોલુપતા જણાયાં. 'ગયરોંકે સામને'માં નરી કૃત્રિમતા હતી. પડદે ભજવાતા પ્રેમનાટક જેવું જ આ પણ કોઈ પ્રેમનાટક હતું. અને એક જ ટિકિટમાં બે તમાશા જોવાનો લાભ મને મળતો હોય એમ મને લાગ્યું.

આમ ને આમ પડદેથી આવતા અવાજમાં પડખેથી આવતા ખેંચાખેંચીના, આનાકાનીના અવાજ અને બુચકારા ઉમેરાયા અને વચ્ચે પડદે વિરામ ડોકાયો. અણદીઠ ખૂણે સંતાઈ બેઠેલા દીવડા ઝબક્યા. મારે એ કહેવાની જરૂર નથી કે જરા અજવાળું થયું એટલે મારી આંખ ક્યાં ખંખોળવાં કરતી હતી. અને મને નવાઈ એ હતી કે સામેથી ય એમ જ બે આંખો ખંખોળવાં કરતી હતી. ચારે આંખ એક તારે પરોવાઈ. અમે બન્ને હસી પડ્યાં.

નાખી નજરને ભરી દે એવી એ રૂપાળી હતી. રૂપને અનુરૂપ આડંબર હતો. આલમની પહેલી સ્ત્રીથી માંડીને આજ લગી શોધાયેલા શૃંગારના અંબાર એણે અપનાવ્યા હતા અને કુદરતની બક્ષીસને ઓપ દીધો હતો. પણ હું ખાસ અંજાયો એ તો એની તરવરાટભરી, સામર્થ્યની મુસ્તાકી પર મસ્ત એવી મોંફાડ પર. અને એ બીજરેખા જેવા અડધા બિડાયેલા હોઠને મુકાબલે પેલી આંખની આસપાસની દાઝ કેવી અતડી લાગતી હતી! શું સાચું હતું? ખુમારી અને બેતમા દર્શાવતી પેલી મોંફાડ કે અનુભવના સરવાળા જેવાં પેલાં દાઝનાં કૂંડાળાં?

મારાથી કશું અઘટિત થાય છે એવા ભાનમાં મેં એની સાથેના પુરુષ તરફ જોયું. ખુરશીમાં ત્રાંસમાં ગોઠવાઈ, પગ લાંબા કરી, આંખોને પ્રયત્નપૂર્વક ઉઘાડી રાખી એ મારા તરફ જોતો હતો. નશો અને ઉત્તેજના બન્ને એની આંખે આવીને બેઠાં હતાં. અને પેલી લજામણીના છોડ જેમ કંપતી ભ્રમર લળીને મને કહેતી હતી: 'ભલા'દમી રંગમાં ભંગ પાડવાનું પાડવાનું પાપ ક્યાં વહોરે છે? આટલા દિવસ ફિલ્મ રહી ત્યારે તને ફુરસદ ન મળી તે વળી આજે જ...'

અજાણતાં મેં એનો આનંદ લૂંટ્યો હતો એમ મારે એને કયા રીતે કહેવું? દુનિયામાં ગમે તે વસ્તુને માટે તૈયાર થઈ રહેવું જોઈએ એવા વાસ્તવવાદની ધરખમ પૂજા કરવા છતાં મનમાં વસી રહેલા ચોખલિયાવેડાનો પ્રેર્યો હું મારી જગા બદલવા ઊભો થયો. દેહને ટટાર રાખી, અક્કડ ગરદન રાખી હું એક ડગલું આગળ વધ્યો ત્યાં તો પાછળથી પેલો મીઠો ટહુકો આવ્યો: 'અજી!'

હું થંભ્યો, અને ગરદન પાછી ફેરવી મેં જોયું. પેલા દાઝના કૂંડાળામાંથી અંધારી રાતના તારલા જેવી ચમકતી નજર મારી પીઠ પર તકાઈ હતી, એટલું જ નહિ પણ એક રીતે કહું તો મારી આસપાસ વાડ ભરીને ઊભી હતી.

પાછું એ જ અવાજમાં: 'આપ હમસે નારાઝ હો ગયે?' મારે માટે રાજીપા કે નારાઝગીનો સવાલ જ ન હતો. હું ચાહતો હતો કેવળ એક જ વસ્તુ: કબાબમાં હડ્ડી ન બનવું એ. એને મેં કહ્યું: 'માફ કીજિયે. હમારી નારાઝગી કા સવાલ હી પયદા નહીં હોતા. યહ તો ખાલી...'

મારું બોલવાનું પૂરું કરતી હોય એમ એ બોલી: 'તકલ્લુફકી બાત કહતે હૈં ના?' અને જરા અટકી જઈ, નયન નચાવી, ચિબુકને લટકાળી રીતે સહેજ મલકાવી, એણે આગળ ચલાવ્યું: 'ધન બાતોં મેં તકલ્લુફ હોતા હી નહીં.'

હું ઊભો રહી ગયો. અમારા બન્નેની નજર ખુરશીમાં ફસડાઈ પડેલા પેલા શોખીન પર પડી. આશરો શોધતો હોય એમ એનો હાથ બીજા હાથને ખોળતો હતો. શરાબે એની આંખનાં પોપચાં પર હિમાચલનો ભાર મૂક્યો હતો. નિરાધારીની કોક અજબ મુદ્રા બતાવતો એનો નીચલો હોઠ, હાંફતા કૂતરાની જીભ જેમ લબડતો પડી રહ્યો હતો. પ્રયત્નપૂર્વક હાથ ઊપાડી એણે પેલીને ખભે મૂક્યો.

એણે આંખ ઉઠાવી ફરીથી મારા તરફ તાકી. વગર બોલ્યે એણે મને લાગણીશૂન્ય કહેવાતી ધંધાદારીનો હૂબહૂ ખ્યાલ આપ્યો. હું તો એ જ ખુરશીએ બેસી ગયો.

પેલાં જાત છૂપાવી પ્રકાશતા દીવડાનાં તેજ પાછાં ઓસરવા લાગ્યાં. આગળની ખુરશીએ ટેકવેલો પગ સરી પડતાં શોખીન લાલા અસ્વસ્થ બની જરા જાગી ઊઠ્યા, અને બેઠકની ત્રાંસ ઓછી કરી, ફરી પગ લંબાવી, એમણે એને પાસે ખેંચી. પોતાના ખભા પર એનું માથું ટેકવી એના બીજે ખભેથી એમણે હાથ નીચે ઊતારવા માંડ્યો, ડાળીએથી ખિસકોલી ઊતરે તેમ...

ધીરે ધીરે અજવાળું ઓસર્યું. અંધારું આવ્યું અને આદર્યા કામને અધૂરું મૂકી ગયેલા પડછાયા ફરી પાછા એમની ખ્યાલીહયાતીની ઘટમાળમાં લાગી ગયા.

સાચું કહું તો મને હવે દવાની જાહેરખબર જેવા નાયકમાં કે કઠપૂતળી નાયિકાનાં કરતૂકોમાં જરાકે રસ ન હતો. માનવીના જીવનની જે અવનવી છબી મને જોવા મળી હતી તે વિચારોનાં ઊંડાં વમળો જગાવી ગઈ હતી. સમભાવ અને ઘૃણા બન્ને મનમાં ઝઘડતાં હતાં.

અને પડખેથી એક ઝીણી ચીસ, દાંત પર દાંત ઘસાયાનો અને ખુરશી પર કશું વજન પડ્યાનો અવાજ આવ્યો. નજરને એ બાજુએ જતાં હું ન રોકી શક્યો. અંધારામાં ય હું એ આંખને અણિયાળે આવી બેઠેલા એક આંસુને જોઈ શક્યો. ગાલ પર એણે હાથરુમાલને દબાવી રાખ્યો હતો. એનો અધર કંપતો હતો. અવરોધાયેલો શ્વાસ, છુટ્ટી પામેલા વિદ્યાર્થીઓ જેમ ઘસારાબંધ સિત્કાર કરતો ધસતો હતો.

ખભેથી ખસી ગયેલું માથું ખુરશીના ટેકા સાથે અથડાયું હતું. અડધીએક પળ બાદ શોખીનના ગળામાંથી કોક ગડગડાટ સંભળાયો. મેં માન્યું, એ એનો આખી યે વસ્તુને હસી કહાડવાનો પ્રયત્ન હતો.

મારી નજર એના તરફ પાછી ફરી ત્યાં તો એ પાછી સ્વસ્થ થઈ ગઈ હતી. કશું ય અણચિન્તવ્યું, કશું ય અનુચિત, કશું ય અશિષ્ટ, કશું ય ચીલા બહારનું બન્યું હોય એમ એની સ્વસ્થતા અને સ્થિરતા જોતાં કળાતું નહિ.

પડદે શું ચાલતું હતું તેનું મને જરાએ ધ્યાન ન હતું. ન જાણે કેમ પણ સાધારણ રીતે અને સામાજિક ચોકઠામાં નિંદ્ય ગણાતી વાત

મારા દિલમાં જુગુપ્સા પેદા ન'તી કરતી. કેવળ ચાંદીના થોડા સિક્કા ખાતર આવી જ્યાદતી અને જિલ્લત વેઠતી નારીએ કેવળ સ્નેહ ખાતર શું વેઠ્યું હોત—હશે કે નહિ તે તો હું કેમ કરીને જાણવાનો હતો?—તે ખ્યાલ જ મારા મનમાં ઘૂમતો હતો, અને મારા મનમાં એને માટે—એના સનાતન સ્ત્રીત્વ માટે, એની જિંદાદિલી માટે—આદર વધતો ગયો. બજારુ હોવાના એક જ કારણે, શુચિતાદંભના પૂર્વગ્રહે જકડાઈ ધિક્કાર અને તિરસ્કારની આડ ઊભી કરનાર તો હું પહેલેથી ન હતો. જિંદગીમાં આનંદ માણવાની કલા ન જાણનારા માટે મારા અંતરમાં માન નથી એ વાત ખરી. પણ અહીં તો મને મેં કલ્પ્યું પણ ન હતું એવું એક પાત્ર મળ્યું હતું.

અંધારામાંય વર્ષાની પૂનમ આસપાસના ઘટાટોપ મેઘ જેવી પેલી સ્વસ્થ, આપરખી, અને લાપરવાહ આંખ આસપાસની દાઝ મારી સામે તરવરતી હતી. હળાહળના ઘૂંટડાથી શંકરે નીલકંઠની ઉપાધિ મેળવ્યાનું મેં વાંચ્યું હતું. આ સ્ત્રીએ પણ શું જિંદગીની બધી સિયાહીની ગાંઠડી નજર નીચે બાંધી રાખી હતી? એની નજર માટે આલમે કેવળ અંધારાના જ પટ પાથર્યા હતા?

પડછાયાના કલબલાટ વચ્ચે અતિતૃપ્તિના ઘંટનાદ જેવો ઘોરવાનો અવાજ આવતો હતો. એ ચુપ હતી. હું આ સઘળું સમજવા મથતો હતો

એમ ને એમ ફિલ્મ પૂરી થઈ. થાક્યાના ગાઉ ગણતા દીવા અમને વિદાયમાન દેવા પાછા ઝળક્યા. હું ખુરશીમાંથી ઊભો થયો.

એણે શોખીનને ઢંઢોળી જગાડ્યો. ઉઘાડી આંખ છતાં એને કશું ય દેખાતું નહતું. એણે મારા સામું જોયું અને મને પણ ખબર પડે તે પહેલાં તો હું એની પાસે પહોંચી ગયો હતો. અમે બન્નેએ મળી એને ઊભો કર્યો અને એના હાથ અમારા ખભા પર મૂકાવી અમે બહાર નીકળ્યાં. સિનેમાના માણસો અને રડ્યાખડ્યા પ્રેક્ષકો અમને જ જોઈ રહ્યા હતા એમ મને લાગ્યું. કોક ચહેરે તમાશો જોવાના સંતોષ સાથે આ નવો ખેલ જોવાનું સ્મિત પણ ડોકાયું. કોક મોં પર નરી નિંદાની રેખાઓ ઊપસી નીકળી.

લગભગ એને ઢસરતાં અમે બન્ને પગથી લગી આવ્યાં. અને ત્યાં ઊભેલી ટૅક્સીમાં પોટલા જેમ એને મૂક્યો. એ એને પડખે બેઠી.

'આપ પણ...' ઉર્દૂ છોડી એ ગુજરાતી પર આવી અને એના ઉચ્ચાર, એની લઢણ, મારા વિચારપ્રવાહને બીજી દિશામાં લઈ જવા લાગ્યાં.

'નારે ના, મારે તો હજુ સ્ટુડિયો પર જવું છે,' હું બોલ્યો.

'આપને સ્ટુડિયો પર પહોંચાડી દઈશ.'

મેં ઝાઝી ખેંચતાણ ન કરી હુંય ટૅક્સીમાં બેઠો. ન જાણે કેમ પણ ટૅક્સીનો હાંકનાર પણ ટૅક્સીને મારા સ્ટુડિયોની દિશામાંજ લઈ જતો હતો.

'મારું નામ નાજની' એણે જ કહ્યું. એના અવાજમાં પૂરી સ્વસ્થતા સાથે હવે થોડી મસ્તી અને નટખટપણાની છાંય ભળી હોય એમ મને જણાયું.

'હું કોણ છું એ તમે જાણી લીધું છે છતાંય તમે...'

સાચે જ ! હજી લગી મારા મનમાં આવ્યો ખ્યાલ આવ્યો જ નહતો. થોથવાતી જીભે અને ધૂંધવાતા મનથી હું બોલ્યો: 'ના ના, એમાં શું ?'

એ હસી, ચિંતા વિનાનું, ગુસ્સા વિનાનું, ડંખ વિનાનું, નિર્મળ હાસ્ય; અને એ હાસ્યમાં પેલાં દાઝકૂડાળાં ક્યાંય ગરક થઈ ગયાં !

એ જ ! એ જ !

વર્ષો થયાં હું શોધતો હતો, તે મુખડું મને આજે મળી ગયું. અને તે પણ દુનિયાની નજરે કદી પણ પવિત્ર ન ગણી શકાય—અરે એ માણસમાં મન મૂકીને વાત પણ કરી ન શકાય—એવા વાતાવરણમાં.

'શૉફર, સાહેબના સ્ટુડિયો પાસે ઊભી રાખજે. જો પેલો દેખાય.'

મનવાંછિત મળ્યાનો આનંદ એના આ જ્ઞાન આગળ હટી ગયો. આ ક્યાંથી જાણે કે મારો સ્ટુડિયો અહીં છે? અને મારા મનમાં રમતા સવાલને જાણે સાંભળી લીધો હોય એમ એ બોલી:

'આવું જાણવું એ તો મારું કામ જ છે ને! બજારે બેસવું પછી...'

કુશળ અભિનેતા કે કુનેહબાજ ધંધાદારી રાજદ્વારી પુરુષને જ સાધ્ય એવી કલાથી એણે છેલ્લું વાક્ય ઉચ્ચાર્યું. એમાં શું હતું અને શું નહતું એ જ જાણવું મારે માટે મુશ્કેલ હતું. કોક અનેરી રીતે આ દુનિયા અને કલ્પનાની દુનિયા એ અવાજમાં ભળી ગઈ હતી.

સ્ટુડિયો આવ્યો અને ટેક્સી થંભી. કશું ય બોલ્યા વિના હું ઊતર્યો. ઊતરીને શિરસ્તા મુજબ જ મેં બારણું બંધ કર્યું. મનમાં તો પૂરી ભાંજગડ ચાલતી હતી: 'આભાર માનું?' 'શું કહું?' અને ત્યાં તો એ જ બોલી: તમારા સ્ટુડિયોમાં આવી શકાય?' અને મને આભો બનેલો જોઈ, હસીને એણે કહ્યું: 'અત્યારે નહિ, કોકવાર, ફુરસદને વખતે.'

મારી અસભ્યતાને નહિ પણ મારી પળભરની અસ્વસ્થતા પર તો હું ય હસી પડ્યો.

'હું જ તમને આમંત્રણ આપવાનો હતો ત્યાં તો તમે એ આનંદ પણ લૂંટી લીધો.'

'તમે આમંત્રણ આપવાના હતા?' અને પાછું પેલા અનેરી અદબભર્યા અવાજમાં—'કેમ કશું ચીતરવું છે?'

અજબ હતી નાજની! મારા મનની વાત એ કેમ કરીને જાણી લેતી'તી?

'ભલે! તમને કાંઈ ના પડશે? આવીશ. સાહેબજી.'

ટેક્સી ચાલી ગઈ. એને દૂર દૂર જતી હું જોઈ રહ્યો. દુનિયાની બધી નદીઓ પોતાના બંધ તોડી કાંઠાબંધ વહેતા પાણીને એકાબૂ બનાવી દે એમ મારા મનમાં ય વિચારોનો પ્રવાહ બેકાબૂ બન્યો. ક્યાં ય કશાનું ધડ માથું હાથ ન'તું લાગતું. ફક્ત એ જ ચિત્ર સતત અને પૂરી વેધકતાથી સ્મૃતિપટે અંકાયું હતું.

એ હતું પેલું અણીશુદ્ધ નિર્દંશ હાસ્ય!

**મારી** આંખમાં ઊંઘ ન હતી અને સ્મૃતિપટ ભૂંસાઈ જાય તે પહેલાં જ—વર્ષોથી જેની તરવરાટભરી છતાં નિર્મળ, તીવ્ર છતાં નિર્દંશ, આપરખી છતાં નિર્મમ નીતરતી આંખ ભરી જે મૂર્તિની હું પ્રતીક્ષા કરતો હતો—તેને તે જ ઘડીએ રંગથી ફલકપર મેં ઊતારવા માંડી.

પ્રભાતનાં ઝાકળબિંદુ જેમ એ સ્વપ્નમૂર્તિ ઊડી ન જાય એટલો જ મારો પ્રયત્ન હતો અને એ પ્રયત્નમાં હું બીજી બધીએ વાત ભૂલી ગયો.

બહુ જ ધીરા મધુરા અવાજે કોક બોલ્યું: 'હું આવું ?'

ત્યારે જ મેં ફલક પરથી નજર ફેરવી બારણા તરફ જોયું. નાજની બારણામાં ઊભી હતી. આમ આટલી વ્હેલી એ આવશે એમ તો મેં ન'તું જ માન્યું. સહેજ મલકી હું બોલ્યો: 'આવો.' અને પાછો હું મારા કામે વળગ્યો. પાંચદશ મિનિટ વીતી પણ નાજનીની હિલચાલનો ક્યાં ય અવાજ મને ન સંભળાયો. કુતૂહલથી મેં પાછું જોયું.

નાજની આરસની કોરેલી પ્રતિમા જેમ એક ધ્યાનથી ચિત્રને જોતી સ્થિર ઊભી હતી અને એની આંખમાંથી આંસુ ટપકતાં હતાં. પેલાં કાળાં કાળાં દાઝકૂંડાળાં પરથી સરી જતી આંસુની સેર કાળાં કાળાં પાણીભર્યાં વાદળાંને ચીરીને સરી જતી વીજરેખા જેવી લાગતી.

ઉતાવળમાં પીંછીને બાજુએ મૂકી હું એની પાસે ગયો અને હું કશું બોલવાનું શરૂ કરું તે પહેલાં તો 'મને માફ કરજો' કહી દોટ મૂકી એ ઓરડા બહાર ચાલી ગઈ. મને આમાં કશુંય ન સમજાયું. એને માઠું લાગ્યું હશે? પણ એને માઠું લાગે એવું મેં શું કર્યું હતું? ચિત્રને જોઈને એ રોઈ પડી હશે? એવું ભયંકર હતું એ ચિત્ર? આંખોને ફેરવીને મેં ચિત્રને જોયું. સર્જનનો આનંદ અને સર્જકનો સંતોષ એ બન્નેને બાદ રાખીને પણ હું કહી શકું કે એ ઉમદા ચિત્ર હતું. એની પ્રસન્નગંભીરતા, એની ઊઘડતી ઉષા જેવી શુચિતા, એનું સુરેખ સૌંદર્ય: ચિત્રને કલાની સર્વોચ્ચ ભૂમિકાપર પહોંચાડતાં આ અંગો, એને—સ્વસ્થતાના પ્રતીક શી મૂર્તિને, ચળાવી દે એવાં હતાં? લાપરવાહી, નફટાઈ અને જાતને સમાલી લેવાની અનનુભૂત આવડત એ સહુને એક ઝપાટે દૂર દૂર ધકેલી દે એવું તે એમાં શું હતું?

ચિત્રને અનિમેષ જોતો હું બેસી રહ્યો. જીવનનાં આટલાં વર્ષોનો અનુભવ મને નાજનીને સમજવા જેટલી મતિ દઈ શકતો ન હતો. સુંદર કહી શકાય એવા ચિત્રના સર્જન બાદ પણ મારા મનમાં તો એની એ ઉદાસીનતા જ રહી.

કોયડા સમી દીસતી નાજનીનો સામાન્ય સમજથી પાર પામવા જતાં મૂઢમતિ બનીને અને થાકનો ઘેર્યો હું ત્યાંનો ત્યાં જ ઊંઘી ગયો.



**ગમગીની** દૂર કરવા અઠવાડિયું દસ દિવસ બહારગામ ફરી આવી હું સ્ટુડિયો પર પાછો આવ્યો ત્યારે મગને મને ખબર આપ્યા કે કોક દસેક વર્ષની છોકરી મારા ગયા બાદ રોજ આવતી અને મારી ખબર કાઢી જતી'તી.

'કોકની ચિઠ્ઠી લાવતી'તી. મેં માગી તો કહે, હાથોહાથ આપવાનું માએ કહ્યું છે.' મગને કહ્યું અને થોડી વાર થંભી જઈ જરા ધીરા અવાજે ઉમેર્યું: 'શું છોકરી છે! બરાબર તમે ચીતરી છે ને પેલી નવી છબી, એ જ જોઈ લ્યો!'

નાજનીની દીકરી!

હું ચમક્યો. મગનની વાત પરથી આવા અનુમાન પર કૂદવા માટે મારી પાસે ઝાઝો આધાર ન હતો, છતાં ય એ જ ખ્યાલ મારા મનમાં આવ્યો. અને પછી તો એને જ સાચો માની હું કયા કયા રેતીના મહેલ ચણવામાં પડી ગયો! નાજનીની દીકરી, નાજનીની ચિઠ્ઠી! શું થયું હશે નાજનીને?

મારી મૂંઝવણ ટાળવા જ આવતી હોય એમ નરી સરળતા જેવી એક કન્યકા આવી અને મગન બોલી ઊઠ્યો: 'આ આવી.'

મગન જૂઠું ન'તો બોલતો. આ છોકરી અને પેલા ચિત્રમાં કલ્પનાતીત સામ્ય હતું. એ જ નિર્દંશ કમનિયતા, એ જ વહેતાં નીરની સ્વચ્છતા.

નમસ્કાર કરી એણે બંધ પરબીડિયું મારા હાથમાં મૂક્યું. અનોખા વ્યક્તિત્વથી ઓપતા અક્ષરમાં એ લખાયેલું હતું. એને બેસાડી મેં અંદરથી કાગળ કાઢી વાંચવા માંડ્યો:

"ધન્ય કલાકાર,

સહુથી પ્રથમ તો મારે તમારી માફી માગવી જોઈએ. પરમ રાતે અને ગઈ કાલે (ચિઠ્ઠી એ સ્ટુડિયો પર આવી એના બીજા દિવસે

લખાયેલી હતી ) હું તમને નાહકના હેરાન કરી ગઈ છું. દુનિયાની દાઝેલી કોક ભલા આદમીને ય ફૂંક મારી બેસે એ સમજી શકાય એવી વાત છે. છતાં એ બન્યું છે એ બદલ માફી માગું છું—અને મળશે એટલી શ્રદ્ધા પણ રાખું છું.

પણ મારી ફરિયાદ પણ છે. હા. તમારા જ સામે. શા માટે—અને કઈ શક્તિથી—તમે જે મરી ચૂકી છે તે નાજનીને જીવતી કરી? એક મરી ગયેલા હૈયામાં વિષભરી સ્મૃતિ રૂપે એ બંધિયાર પડી હતી તે તમને અજુગતું લાગ્યું કે તમે એને રંગભરી ઊતારી? આટલા માટે તમે...

પણ જવા દો. તમને એ વાત કદાચ નહિ સમજાય. કલાદૃષ્ટિથી તમે આત્માની સુંદરતા જોઈ શકશો, પણ મને ભય છે કે એ કલાદૃષ્ટિ તમને આ જગતના ફરેબને સમજવામાં સહાયભૂત નહિ થઈ પડે.

તમે અનેક આળાંજાળાં અને બજારુવેડામાંથી ય મારા સ્મૃતિશેષ આત્માને તમારી પીંછી વડે સજીવ કરી શક્યા છો એ સિદ્ધિ બદલ તમને અભિનંદન આપતાં, મને ખટક એ રહે છે કે જીવનભરની તપસ્યા બાદ આવી મળતા એવા એક જીવની ચરણરજ લેવા હું જાતે નથી આવી શકતી. એ મારી પંગુતા છે, નબળાઈ છે. આત્માના ખંડેરોમાં વસનારાઓને નષ્ટભ્રષ્ટ સમૃદ્ધિની સ્મૃતિ જેટલી સતાવે છે તેટલી વસમી સતામણી આ દુનિયામાં કલ્પવી પણ મુશ્કેલ છે.

મારી એક વિનંતી સ્વીકારશો? તમારા ચિત્રનું નામ તમે 'કુમારી' રાખશો?

આ ચિટ્ઠી લાવનાર મારી દીકરી છે. તમારી કલાસિદ્ધિની સફળતા તો એને ચહેરે જ લખેલી છે. બીજું તો શું લખું?

લિ૦
તમારા ચિત્રની 'કુમારી',
આજે, નાજની."



**કુચી** પ્રેરણાથી મેં એ ચિત્રને વર્ષાન્ત પ્રદર્શનમાં મૂક્યું એ હું નથી જાણતો. એક કારણ એ હતું કે એ મને ગમતું હતું. આંગળી યે ઊંચી કર્યા વિના કડવીમીઠી સ્તુતિને હરીભરી રાખતું હતું એ માટે, કે બીજા કોઈ કારણે, તે તો હું નથી જાણી શક્યો. અને બીજું કારણ

એ હતું, કે ત્યારબાદ હું નવું કશું ચીતરી ન'તો શક્યો. ન'તી જાગતી ઊર્મિ, ન'તી મળતી પ્રેરણા, ન'તી ઉત્તેજાતી કલ્પના.

'કુમારી'ને પ્રદર્શનનું પહેલું પારિતોષિક મળ્યું. અને વાતની વાતમાં શેઠ ધનપતરાયે નાદર રકમ આપી એને ખરીદ્યું. સંજોગોએ મને મજબૂર કર્યો ન હોત તો હું કદીએ 'કુમારી'ને વેચત નહિ. 'કુમારી' વેચાયું અને મને બે લાભ થયા. એક તો રોકડી હાથ અને મોં ભરાય એટલી રકમ મળી અને બીજો ધનપતરાયે પોતાનું 'પૉર્ટ્રેટ' બનાવવાનો ઑર્ડર આપ્યો.

'જુઓ, હું છબી નથી માગતો. તમે સમજ્યા?' દાંતે જડેલી સોનેરી રેખ દેખાડતાં શેઠ ધનપતરાયે મને પૂછ્યું. હું એમના કહેવાનો ભાવાર્થ સમજી ન'તો શક્યો એટલે મેં ડોકું ધૂણાવી ના પાડી.

શેઠ ધીરું મલક્યા: 'હું જાણતો જ હતો' અને ફરી પાછી પેલી સોનેરી રેખ—'છબી એટલે ફોટો. હું અત્યારે છું તેવો. તમે સમજ્યા ને?'

આટલું તો હું સમજ્યો હતો. એની મારાથી ના પાડી શકાય તેમ ન હતી. પણ ત્યારે એ મને શું દોરવાની ફરમાયેશ કરતા હતા? 'તમે તો કલાકાર છો. અગમનિગમના જાણકાર છો. (શબ્દ જ મેં પહેલી વાર સાંભળ્યો!) ભૂત અને ભવિષ્ય તમે કલ્પનાના જોરથી સર્જી શકો છો. હું શું થઈશ એ તો મારા ડૉક્ટરો, અને,' જરાક ખમચી જઈ, 'આરસા, ખૂબ સરળતાથી અને પ્રમાણિક રીતે મને કહે છે. એમાં મને રસ નથી. તમે સમજ્યા ને?'

જો આમને હું નથી સમજ્યો એ જાણવામાં આનંદ છે એટલી મને પહેલેથી ખબર હોત તો મેં કદીએ કહ્યું ન હોત કે હું સમજ્યો છું. પણ મેં સહજ ભાવે જ કહ્યું: 'ત્યારે આપ, આપ હતા એવું આપનું ચિત્ર માગો છો?'

આટલા થોડા શબ્દોમાં એમની વાત સમજનાર એમને કદાચ કોઈ નહિ મળ્યો હોય એમ મને લાગ્યું, કારણ કે એમને ચહેરે થોડીક ખિન્નતા આવી.

'એ ખરી વાત. અને તમે આટલું જાણી શક્યા છો એટલે બાકીનું પણ તમે તમારી કલ્પનાથી જ સર્જી લો. પણ હું માગું છું આટલું જ: હું હતો એવું એક ચિત્ર. તમે સમજ્યા ને?'

આ વખતે પેલી સોનેરી રેખે મને દર્શન ન દીધાં કારણ કે શેઠજી હોઠ દબાવીને બોલતા હતા. કદાચ ભૂલેચૂકે હોઠ બહાર કોક શબ્દ નીકળી ન પડે તેની તકેદારી રાખતા હોય એવો પણ આભાસ પેદા કરે એવી એમની અત્યારની બોલવાની રીત હતી.

આવા પાત્રનો ઝાઝો પ્રસંગ પાડવાનું મને મન ન'તું થતું એટલે જ 'જય જય' કરી હું બહાર નીકળ્યો. કામ માથે લીધું હતું એટલે એનો વિચાર તો કરવાનો જ હતો અને એટલે જ શેઠ ધનપતરાય વિષે જાણવા અને એમને આંખ ભરીને જોવાના મોકા હું શોધવા લાગ્યો.

મહા પ્રયત્ને એમનું પગેરું હું એમની ખાનગી કલબમાં શોધી શક્યો. એક મિત્રની મારફતે એક સાંજના હું ત્યાં ગયો અને શેઠને ધરાઈને—એમની નજરથી બહાર રહીને—મેં જોયા.

એમની કલબની વર્તણુક સાથે મારે કશો જ સંબંધ ન હતો, એટલે એ તરફ મારું દુર્લક્ષ જ હતું. હું તો કેવળ એમના ચહેરાની રેખાઓના અભ્યાસમાં જ પડ્યો હતો અને જ્યારે મનને પૂરો સંતોષ થયો ત્યારે ચુપકીદીથી હું મિત્રની રજા લઈ ત્યાંથી બહાર જવા નીકળ્યો. પણ ત્યાં તો સામેથી જ પેલા સિનેમાના શોખીન અથડાયા—પૂરા ભાનમાં, પૂરી શિષ્ટતાથી વર્તતા. મને ભય હતો કે એ કદાચ મને જોઈને મૂંઝાય કે શરમાય. પણ મારી ભીતિને જરાય આધાર ન'તો. પૂરી એક મિનિટ મારી સામે ટીકી રહ્યા બાદ, કશુંય બોલ્યાચાલ્યા વિના એ બાજુએ ખસી ગયા. મેંય બહાર જવા ડગ ભર્યાં. બારણા લગી પહોંચ્યા બાદ મેં ગરદન ફેરવી જોયું તો શોખીન લાલા અને શેઠ ધનપનરાય ઘરોબાપૂર્વક વાર્તાલાપ કરતા હતા.

મારે મન આ મિલાપનું અકસ્માત કરતાં ઝાઝું મહત્ત્વ નહતું.

મનમાં ગોઠવેલી રેખાઓના બળે, મેળવેલી માહિતીની મદદથી મેં ધનપતરાયની—હતો તેવા ધનપતની—પ્રતિકૃતિ તૈયાર કરી. સાચું કહું તો મને એમાં આર્થિક લાભ વિના ઝાઝો રસ ન હતો. છતાંય પૂરી પ્રમાણિકતાથી અને મારી કલાને જેબ દે એવી રીતે મેં એ ચિત્ર તૈયાર કર્યું.

ધનપતરાય તો ચિત્રના પ્રથમ અવલોકને જ ઘેલા બની ગયા. મારા બન્ને હાથ પકડી, પેલી સોનેરી રેખ દેખાડતાં, એમણે મને પૂછ્યું: 'તમે તે અંતર્યામી છો? હું આવો હતો એ તો આજ મને ય યાદ નથી.'

મને સંતોષ હતો કે ધનપતરાયને ચિત્રથી સંતોષ થયો હતો. મારો આનંદ એ હતો કે હવે મારે પેલી ભયંકર સોનેરી રેખ જોવી નહિ પડે. મને ખુશી એ વાતની હતી કે હવે પેલું 'તમે સમજ્યાને?' મારા માથામાં નહિ ઝીંકાય. કલદાર અને કીર્તિ—જો આવામાં કશી ય કીર્તિ મળતી હોય તો—આ ચિત્રે મને અપાવ્યાં. મેં એ ચિત્રનું નામ આપ્યું હતું. 'આશાભર્યાં.' ધનપતરાયે પણ એને સોલ્લાસ અપનાવી લીધું હતું. મેં માન્યું કે જીવનનાટકના આ પ્રવેશ પર પડદો પડી ચૂક્યો.

**પણ** આપણી માન્યતાઓને ય અવિચળતા ક્યાં મળી છે? ત્રણેક માસ બાદ એક વહેલી સવારે હું એક નવા ચિત્રની આકરી રેખાઓને ફલક પર ઊતારતો હતો ત્યાં સ્ટુડિયોનું બારણું દમામભેર અને વિરોધ કરતું ઉઘડ્યું. એ બાજુ ગરદન ફેરવી, તો મેં જોયું કે શેઠ ધનપતરાય કાંપતા બારણામાં ઊભા છે અને પાછળ શેઠનો શૉફર કાંક તસ્વીરને ઊપાડીને અંદર આવે છે.

વિવેક ખાતર ઊભો થઈ હું બારણા પાસે ગયો. અને મેં કહ્યું: 'પધારો શેઠ, આજ કાંક પ્રભાતના પહોરમાં કૃપા કરી?'

મારા અંદર આવી બેસવાના આમંત્રણ છતાં શેઠ બારણામાં જ ઊભા રહ્યા. કોક સમજી ન શકાય એવી લાગણીથી સમસમી રહ્યા હોય એમ એમના ચહેરાની રેખાઓ તંગ ખેંચાયેલી હતી. આંખો કળવિકળ કરતી હતી. ગુસ્સો જ લાવી શકે એવા કંપભર્યા અવાજે એકસામટું એ કશું બોલી ગયા. એ ઊભરામાં મારે કાને વારેવારે તો બે જ શબ્દ અથડાયા: 'ધુતારો' અને 'વેશ્યા.'

સાપેક્ષવાદના જ્ઞાનથી જ સમજી શકાય એવી કોક અદાથી એમણે એમના શૉફરને, એ સાહી રહ્યો હતો તે તસ્વીર અંદર લાવવા કહ્યું. એ 'કુમારી' ચિત્ર હતું. કશી ગમ ન પડવાથી હું બાઅદબ બાજુ પર ઊભો રહ્યો હતો.

ન સમજી શકાય એવી ઝડપથી શેઠે ફલક પાસે પડેલી છૂરી ઉપાડી અને હું કે કોઈ પણ એમને રોકી શકે એ પહેલાં એમણે 'કુમારી'માં છૂરીના ઘા કર્યા અને પછી એની ચીંદરડીઓ અલગ પાડી. ચીંદરડીઓને પગ તળે છૂંદી બન્ને હાથ કેડ પર મૂકી મારા સામું જોતાં એ બોલ્યા: 'ધુતારા! વેશ્યાની તસ્વીરો ચીતરી મારા ઘરમાં મૂકાવરાવે છે! કલાને આવી બદનામ કરે છે! તારી અને તારી કલાની આવી જ દશા થવી જોઈએ!'

ફરીથી એક લાત એમણે 'કુમારી'ની ચીંદરડીઓ પર લગાવી.

'હવે આવું કશું કર્યું તો ફજેત કર્યા વિના નહિ રહું. સમજ્યો?'

નીતિરક્ષાનું એક કરપીણ હાસ્ય એમને મુખે રમી રહ્યું—પેલી સોનેરી રેખથી ઓપતું.

મને ય હસવું આવ્યું—પણ આંસુ એથી ઝાઝાં દૂર ન હતાં. જેના સર્જનમાં સર્જક આનંદ લીધો હોય તેના વિનાશમાં—એને દુઃખ કેમ ન થાય?

પણ મને લાગે છે કે મારા દુઃખને એ કદાચ એમની નીતિમત્તાનો વિજય સમજ્યા. મારાં આંસુને એમણે પશ્ચાત્તાપનાં આંસુ માન્યાં. પેલી ક્રૂર સ્મિતરેખાને સ્થાને એમણે જરાક કૂંળી શીળી લાગણીવાળું હાસ્ય અવેજમાં મૂક્યું, અને મારે ખભે હાથ દઈ બોલ્યા: 'કલાકારોને માથે તો સંસ્કૃતિની જાળવણીનો ભાર છે. જો પોતાની કલાને એ અનીતિને કલામય મનાવવામાં ખર્ચશે તો પછી આપણી સંસ્કારિતાનું શું થશે? અને તો પછી ભવિષ્ય માટે શું આશા રહેશે?'

એકએક શબ્દ મને છૂરીના ઘા જેવો લાગ્યો. મેં મારી જાત પરનો કાબૂ ગુમાવ્યો. એમણે મારે ખભે મૂકેલો હાથ ઉપાડી, મેં અવિવેકી રીતે તરછોડયો. મારી જબાન બેકાબૂ બની. ગુસ્સાથી કંપતા અવાજે હું બોલ્યો: 'તમે મને નીતિઅનીતિ શું છે તે શીખવવા આવ્યા છો? કલા શું છે તેના સબક મારે તમારી પાસેથી જાણવાના છે? એ વેશ્યા હતી. હા, એ વેશ્યા છે. પણ એને વેશ્યા બનાવી કોણે? અને...અને... આપ એને ક્યાંથી ઓળખો છો?'

મારા ગુસ્સામાં ય હું જોઈ શક્યો કે ધનપતરાય મૂંગા બની ગયા હતા. અને ગુસ્સે થયેલો જોઈને કે ગમે તેમ પણ એ ખામોશ રહ્યા. મને જવાબ દીધા વિના, કેવળ 'ધુતારો' એટલું જ બોલી એ સીધે ડગલે ઓરડા બહાર નીકળી ગયા.

ક્લાન્ત મને હું ક્લક પાસેની બાસ્ટી પર બેઠો. 'કુમારી'ની આ દુર્દશાએ મને ખિન્ન બનાવ્યો. જીવનમાં તેમજ ચિત્રમાં એને આ જ અવદશા વેઠવાની હશે—હતી?

એણે મને ધુતારો કહ્યો! શા માટે?

અને હું હસી પડ્યો. ખડખડાટ હસી પડ્યો. નાજની અત્યારે હતી એવી ન ચીતરવા બદલ હું ધુતારો હતો.

અને જો 'કુમારી'ને પીંછી અને રંગથી નવા દેહે ઊતારવામાં મારી ધૂર્તતા હતી તો 'આશાભર્યાં'ને પેલી સોનેરી રેખાઓમાંથી ઉદ્ધારવામાં ઓછી બદમાશી હતી!

અને 'કુમારી' અહીં ઝીણા ઝીણા રેજામાં મટી ગયું. 'આશાભર્યાં' હજુ ય શેઠ ધનપતરાયના બંગલાની ભીંતે માન અને માગ મૂકાવતું ઝૂલે છે!

ધુતારો!

એ વખતે હું જેટલું હસ્યો છું એટલું કદી યે નથી હસ્યો!

[ Julius Liptonના 'Poems of Strife' માંના The Cheat એ કાવ્ય પરથી સૂચિત ]



## ૩

# જૂનું છાપું

**એવો** એક દિવસ ન'તો ઊગતો જ્યારે રેવાબહેને, ઘરને મોરચેથી દુનિયાને મોરચે બહાર પડતા **શંભુભાઈ**ને કશી ફરમાશ ન કરી હોય. ઘરની ચીજોને ય એવી આદત પડી ગઈ હતી કે આખો દિવસ એમનો ભંડાર અણખૂટ્યો ચાલ્યા કરે પણ જ્યાં **શંભુભાઈ** દાદરને છેલ્લે પગથીએ પગ ઘસતા હોય ત્યારે જ પોતાની ઓછપ અને અભાવને પોકારી ઊઠે. અને આ જ્યારે રોજનું બન્યું ત્યારે **શંભુભાઈ**ને યે ટેવ પડી ગઈ. છેલ્લે પગથીએ કાનનો પ્રેર્યો એમનો પગ પણ થંભી જતો અને ફરમાશને રગમાં ઊતારવા ધ્યાનસ્થ બની જતો. અને કોક વાર તહેવારે રેવાબહેનની જીભ બીજા કામમાં રોકાઈ આ પાઠાવલિનો પાઠ વીસરી જતી ત્યારે **શંભુભાઈ** પોતે બોલી ઊઠતા 'આજે તો શાક જ લાવવાનું છે ને?'

એક દિવસ આવી જ ફરમાશ બજાવવા **શંભુભાઈ** બહાર પડ્યા. મનની પાટી પર ઘૂંટેલી ફરમાશની બારાખડી એક પછી એક ઉકેલતા—પતાવતા—છેકતા બજારને આ છેડેથી પેલે છેડે જતાં એમને ગાંધીની દુકાને જવાનું થયું.

ભાવતાલ પત્યા અને ગલ્લે બેઠેલા માણસે સામે ઊભેલા, નાની ઉમ્મર હોવા છતાં આધેડ દેખાતા માણસને પડીકાં બાંધવા કહ્યું.

'જરા ઠીક બાંધજો, ઘર લગી પહોંચે એવાં.' શંભુભાઈએ સિફારસ કરી. 'હમણાં તો લોક પડીકાં બાંધે છે? વેઠ કાઢે છે વેઠ!' શંભુભાઈએ વ્યવહારુ વાત કરવા માંડી.

'તે શેઠ, હમણાં તો પસ્તીની એવી મોંઘવારી છે કે જૂનાં, પુરાણાં, સાજાં, સડેલાં બધાં છાપાં અહીં આવે છે. એમાંથી કોક ફસકી યે જાય!'

અને વાતની વાતમાં બન્યું પણ એમ કે પેલો બિચારો પડીકું બાંધતો હતો ત્યાં જ કાગળ ચીરાઈ ગયો અને બધું વેરવિખેર થઈ ગયું.

'જરા જોતા તો રહો. બીજો કાગળ લો. જરા પડીકાં વાળતાં શીખો. અંગ્રેજી ભણ્યે ઓછું જ ચાલશે?' ગલ્લાવાળાએ અધિકારીના ઢબે બોલી નાખ્યું અને શંભુભાઈ સામે મોં ફેરવી પાછું બોલવું શરુ કર્યું.

'આ અમારા ભાઈ અંગ્રેજી ભણેલા છે, પણ પડીકું વાળતાં નથી આવડતું હજુ. વાત તો ઝટપટ કરી શકશે! એવું જ છે આજના ભણતરનું. પણ ભણેલું કયાં ખપ લાગે છે! નહિ તો એ જ ભાઈ ક્યાંક સારે ઠેકાણે ન હોત કે અહીં કરિયાણાની દુકાનમાં હળદરના ગાંઠીઆ તોળતા હોત?'

શંભુભાઈને ય લાગ્યું કે ગલ્લાવાળો પેલાની મશ્કરી કરતો હતો અને તેમાંય નિર્દોષ ભાવ જેવું કશું ન હતું. ભરી ભરીને એમાં તિરસ્કાર ભર્યો હતો. અભણનો ભણેલા માટેના અણગમો એમાં પડઘા પાડતો હતો. જીવનને પોતાની નજરે સફળ માનનાર અને એમાં પોતાની જીત જોનારને, જીવનમાં હાડમારી વેઠતા, સોસાતા માનવીઓને માટે જે નફરત હોય છે એનું પ્રતિબિંબ શંભુભાઈને એના વર્તનમાં જણાયું.

જુવાન કશું ન'તો બોલ્યો. એને ચહેરે એકે રેખા પલટાઈ ન હતી. એની એ જ ઉદાસીનતા, એની એ જ આર્દ્ર દૃષ્ટિ. ફરીથી પ્રયત્નપૂર્વક પડીકું વાળી એણે એની ફરતો દોરો વીંટ્યો, શંભુભાઈ અને ગલ્લાવાળાની બન્નેની નજર, પડીકે દોર વીંટતા એ હાથ પર હતી. આઠદસ આંટા મારી રહ્યા બાદ જુવાને લપેટાઈ ગયેલા છેડાને બહાર ખેંચવા યત્ન કરી

જોયો. ગલ્લાવાળાને મોંએ ફરીથી સ્મિત આવી ગયું. જીભ, અવસરનો લાભ લેવા, શબ્દોને ધસારાબંધ બહાર ઠાલવે તે પહેલાં **શંભુભાઈ**એ જ કહી દીધું: 'રહેવા દો. ચાલશે. ક્યાં વેરાઈ જવાનું છે?'

ગલ્લાવાળાના શબ્દો એના મોંમાં જ રહ્યા. **જુવાન** પડીકું ધરી **શંભુભાઈ** સામે જોતો ઊભો રહ્યો. અચળ ઉદાસીનતા સાથે ઉપકાર-વશતાનું આછેરું સ્મિત મળતાં એની નજર ચમકતી હતી. **શંભુભાઈ** એ ચહેરા સામે ટીકી રહ્યા.

હટાણું પૂરું કરી ઘેર જતાં **શંભુભાઈ**ના દિલ પરથી એ છબી હટતી ન હતી. એ ઉદાસીનતામાં એમને એ **જુવાન**ની પોતાની નહિ પણ દુનિયાની બેકદરદાનીની તસ્વીર દેખાતી. એના એ આછેરા સ્મિતમાં એમને આદમિયતની સજીવતાનાં દર્શન થતાં. ન જાણે કેમ પણ એ એક અક્ષર નહિ બોલેલા **જુવાને** **શંભુભાઈ**ને હજારો શબ્દોમાં કશું કહી દીધું હતું. મનમાં ને મનમાં **શંભુભાઈ** એ **જુવાન** વિષે જ ખ્યાલ કર્યા કરતા હતા. શું હશે અને શું નહિ હોય એની કશીય વિગત વિના **શંભુભાઈ**ના ચિત્તમાં એક ખ્યાલ તો બંધાયો જ, કે આ કોઈ વાની મારી કોયલ છે. જિંદગી અને આદમી બન્ને સાથે એ જાણેઅજાણે વેર બાંધીને બેઠા છે. શું હશે એ?

આ ને આ ખ્યાલમાં ઘર આવ્યું અને રાબેતા મુજબ **વિમળ** અને **સરલા**એ **રેવાબહેન**ની બૂમો અને **શંભુભાઈ**ના દેકારા વચ્ચે પડીકાં ખેંચ્યાં. રોજ પહેલે જ ઝપાટે બધાં પડીકાંનો હવાલો સોંપી દઈ ઘરને મોરચે તટસ્થ રહેનારા **શંભુભાઈ** આજ જક્કી બન્યા હતા. કેમે કર્યા એ એક પડીકું ન'તા છોડતા.

'રહેવા દો એ, વેરાઈ જશે.'

પણ **શંભુભાઈ**ના વિરોધનું ક્યાં કશું ઉપજતું હતું? ખેંચાખેંચ ચાલુ હતી. પરિણામે **શંભુભાઈ**ને બીજાઈને **વિમળ**ને ગાલે ચાર આંગળીઓ ચોઢવાની જરૂર પડી અને હવે તો **રેવાબહેન**ને રોકવાં મુશ્કેલ હતાં.

'બસ ઘરમાં આવ્યા એટલે ચાલ્યું. આને મારશે, પેલી પર છણકા કરશે; શું સ્વભાવ પડ્યો છે!'

અને ત્યારબાદ પાંચેક મિનિટ તો ચાર સાદ સાથે સંભળાયા: શંભુભાઈનો પોતાનું બચાવનામું રજૂ કરતો, રેવાબહેનનો ધૂંધવાતા જ્વાળામુખી જેવો ઘૂરકતો, વિમળનો પેલાં ચાર આંગળાંની સહુને યાદ કરાવતો અને સરલાનો પેલાં પડીકાં પર હક સાબિત કરતો. વચ્ચે વચ્ચે છાપાના કાગળનો ચિત્કાર પણ સંભળાઈ જતો. બધાં બોલી રહ્યાં એટલે આપોઆપ સહુ મૂંગાં બન્યાં. રેવાબહેને પડીકાં લઈ, કાગળ ખોલી, બરણી ડબ્બામાં ચીજો ભરવા માંડી. શંભુભાઈ કોટ ઉતારી ખૂણે પડેલી ખુરશી પર બેઠા અને વિમળ–સરલા જૂનાં છાપાં પરની છબીઓ શોધવામાં મશગૂલ થયાં. બહુ બોલ્યાનો આનંદ સહુ મૌનમાં માણતાં હતાં ત્યાં વિમળ બોલી ઊઠ્યો: 'છબી! છબી!'

વિમળ–સરલા એ કાગળ ખેંચી શંભુભાઈ પાસે લાવ્યાં. શંભુભાઈએ એ છબી જોઈ અને અચાનક જ એ બોલી ઊઠ્યાં: 'અરે, આ તો એ!'

'કોણ બાપાજી?' વિમળે સવાલ પૂછ્યો. શંભુભાઈની ભમ્મર ખેંચાઈ હતી. આ છબી અને હમણાં જ જેની યાદ એમના મનમાં ઘોળાયા કરતી હતી તે જુવાનની મુખમુદ્રા વચ્ચે અનેરું સામ્ય હતું. એ જ ઔત્સુક્યના પ્રેર્યા એમણે છબી નીચેનું લખાણ વાંચવા માંડ્યું અને જેમ જેમ એ એક પછી એક શબ્દ વાંચતા ગયા એમ એમને અવનવી અમૂંઝણ લાગવા માંડી. ક્યાં છાપે ચઢેલો દેશસેવક અને ક્યાં પડીકે લીરા વીંટતો ગાંધીઆટ! ન હોઈ શકે! શંભુભાઈએ ફરીથી ધ્યાનપૂર્વક છાપું ઉકલવા માંડ્યું. છાપા પર તારીખ હતી: ૨૩મી મે ૧૯૩૦. કાળા મોટા અક્ષરોમાં લખેલું હતું: ધરાસણાનો હત્યાકાંડ: એની નીચે એથી નાના અક્ષરોમાં લખાયેલું હતું, ઉંટડીની છાવણીના પોલીસે લીધેલા કબજા વિષે, અને એ જ સમાચારની સાથે એ છબી છપાયેલી હતી. એની નીચે લખેલું હતું: અહિંસક વીરતાનો અચ્છો પરિચય આપનાર વીર...

એ જ ઉદાસીનતા ત્યાં હતી છતાં આજ સવારે એ આંખમાં જે ભૂરી નિરાશાની છાંય જણાઈ હતી તેની જગાએ ઉત્સાહની દીપ્તિ તેમાં તરવરતી એ છબી અને આજે જોયેલો ચહેરો–રેખાઓ એની એ હતી

છતાં બન્ને વચ્ચે શંભુભાઈને જબરો ફેર જણાયો. આખી રાત આનંદપૂર્વક જાગતા આકાશના તારલાની ચમક અને રાતપાળી પરથી પાછા ફરતા મજૂરની નજરમાં વરતાતો થાક અને નિરાધારી—આટલો આ બે વચ્ચે ફરક હતો.

શંભુભાઈનું ધ્યાન આમાં એટલું પરોવાયેલું હતું કે વિમળ–સરલાની 'કોણ બાપાજી?'ની અરજી એ સાંભળી જ ન શક્યા. વિચારસાગરને તળીએ ડૂબકી મારી બેઠેલા શંભુભાઈની તંદ્રા છેવટે રેવાબહેનની વાક્ધારાથી તૂટી.

'આ છોકરાં ક્યારનાંય પૂછ્યા કરે છે તે જવાબ આપોને? શું મોટી લવિંગની ગુણો ગણવામાં પડ્યા છો?'

'હેં! હા, હા, પણ...પણ... આ કેમ બને?'

'શું, શું બને? કાંક મગનું નામ મરી પડે તો ખબર પડે ને!'

'આજે આને મેં જોયો. આ...આ...આ છબીવાળાને. પેલા કરિયાણાવાળાને ત્યાં પડીકાં બાંધતો...કેમ બને એ? બની જ કેમ શકે એ?'

'અરે રામ, એની એ જ દુબળા પાતળા કાજીની ગત કરો છો ને! પડીકાં વાળે તેમાં તમારું શું ગયું? અને એવો તે કયો એ ચમરબંધ હતો તે પડીકાં ન બાંધે?'

રેવાબહેનની વ્યવહારુ વાતે શંભુભાઈના મનનું સમાધાન ન થયું. વિચારમાં ને વિચારમાં એમણે એ જૂનું છાપું સાચવીને વાળ્યું અને ઘડી કરી ખીસામાં સેરવ્યું.

અને પાછો રેવાબહેનનો પડકાર આવ્યો: 'શું વિમુ જેવાં કાલાં કાઢો છો? છબીઓ તે તમે નથી દીઠી તે ગજવે ઘાલી ફરો છો?'

'તું ન જાણે એમાં; ભલી થઈને રાંધ્યા કર.'

'તે રાંધીશું સ્તો. પણ હવે તો આ છોકરાં સામું જોઈને દાધારંગુ છોડી દ્યો. મુવું મારાથી તો લાજના માર્યા માથું યે ઊંચું નથી થતું.'

**શંભુભાઈ**ના હોઠે તો આવી ગયું કે માથું ઊંચું ન થતું હોય તો ભલે નીચું જ રહ્યું. ધરતી પરની ગંદકી જોવાને ટેવાયેલી આંખોને આકાશની નીતરતી પ્રભા દીઠે કાંઈ લાભ નહિ થાય. પણ **શંભુભાઈ**એ જબાનને કાબૂમાં રાખી.

અને પાછી જીવનની ઘટમાળ ચાલી. એની એ જ ફરમાશ, એના એ જ સરવાળા અને એની એ જ બાદબાકી. છતાં એમાં એક નવી વાત ઉમેરાઈ હતી. જ્યારે જ્યારે **શંભુભાઈ** ગાંધીઓળેથી નીકળતા ત્યારે પરવશ બની એમની નજર ગાંધીની દુકાનમાં ઘૂમી વળતી અને પેલા **જુવાન** પર ઠરતી. અને એમનો હાથ ડગલાના અંદરના ખીસામાં ઘડીબંધ ભરાયેલા પેલા **જૂના** છાપાના ટુકડાને પંપાળી લેતો. મન પોકારી ઊઠતું એ જ, એ જ. બુદ્ધિ પૂછતી: આમ કેમ? દુનિયાની બૂઝ જવાબ દેતી: એ તો એમ જ હોય!

અને આખરે **શંભુભાઈ**ની ઇંતેજારીએ એમના પાસે આખરી પગલું ભરાવ્યું. સીધા એ ગાંધીની દુકાને પહોંચ્યા. નસીબજોગે **જુવાન** એકલો જ હતો. **શંભુભાઈ** સામે એ ટીકી રહ્યો. એમાં કેવળ 'શું જોઈએ છે?' એ જ ભાવ ન હતો. પણ ઉદાસીનતા સાથે ઉપકારવશતાને ભેળવી દેતી પેલી ચમક પણ ત્યાં હતી.

કશું ય બોલ્યા વિના **શંભુભાઈ**એ પેલું છાપું ખિસ્સામાંથી કાઢ્યું અને અનેકવિધ વસ્તુઓને સાહી રહેલા ટીનના ડબ્બાઓ પર પાથર્યું. **જુવાન** અને **શંભુભાઈ**ની અનામિકા પેલી છબીને ચીંધી રહી હતી.

**જુવાન** સહેજ મલકાયો; પણ ત્યાં તો એના ચહેરાની રેખાઓ ખેંચાઈ અને જડ બની. ગળાના ઊંડાણમાંથી એક અવાજ આવ્યો: હું.

ગાંધીઓળને છેડેથી 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ની ગર્જનાઓ આવતી હતી. વાણીસ્વાતંત્ર્યની રક્ષાર્થે બહાર પડેલા કોક સત્યાગ્રહીની ધરપકડ થઈ હતી અને પોલીસ કાળી, પહોળી, જાળીવાળી મોટરમાં એને જેલ પર લઈ જતા હતા.

જુવાન અને શંભુભાઈ મૂંગા હતા. પેલું જૂનું છાપું એમ જ સ્થિતપ્રજ્ઞ બની ટીનના ડબ્બા પર પથરાયેલું પડ્યું હતું. એને વાચા હોત તો એણે કહ્યું હોતઃ મારે શું? હું તો છબીઓ યે સહી લઉં અને હળદર–મીઠાની આસપાસ લપેટાઈ પણ જાઉં! મારે શું!?

શેરીમાં ફરીથી એક વાર 'મહાત્મા ગાંધી કી જય'ની ઘોષણા થઈ.



૪

# "લીલાં લીલાં દસ આપ્યાં દસ આપ્યાં"

**સોમાની** જીભ એક જ સૂત્રનું રટણ કર્યા કરતી હતી. થેપાડાના નાનકડા કકડા પર ઝવેરી રતન ગોઠવે એમ ગોઠવીને મૂકેલા બાવળના દાતણના ઢગ પર પૂરા વાત્સલ્યભર્યો હાથ ફરતો હતો; અને એની આંખો અવારનવાર આવનારજનારમાંથી ઘરાકને શોધતી હતી; મહામહેનતે અને તીવ્ર હરીફાઈ વેઠ્યા બાદ સોમાએ શેરીનો આ ખૂણો પકડ્યો હતો. આગળ તો કંસારા દુકાન પાસે બેસવા નહોતા દેતા અને રસ્તા વચ્ચે પોલીસ ધોકા મારતા.

હાથ ફરતો જતો હતો, જીભ બોલે જતી હતી. આંખ નાણાવટી રૂપિયો પારખે એમ ઘરાકને પારખતી હતી.

'લીલાં લીલાં દસ આપ્યાં દસ આપ્યાં'......

આજે તો શામળીએ મહેણું પણ માર્યું હતું ને! ભાઠાની બાવળીએ ભારી બાંધતાં એણે કહી દીધું કે એમ કંઈ ત્રણ વીસુ રૂપિયા ભેગા કર્યા વિના ને વરોઠી કર્યા વિના કંઈ વળવાનું નથી. લોકમાં રહેવું હોય તો લોકની રીતે રહેવું પડે. એમ ચીલો કાપીને ગાડાં આગળ નીકળે નહિ.

સોમો ક્યારનો ય આ જ ખ્યાલને ઘૂંટતો હતો. શામળીનું મન હતું એની તો એને પાકી ખાતરી હતી, પણ શામળીએ કહી તે વાતે સાચી હતી. એને મન તો ભલે ને માળવાનાં ઘોડે ચડે, નજર તો કોઠી સામું જ રાખવી જોઈએ ને!

'લીલાં લીલાં દસ આપ્યાં–દસ આપ્યાં.'...અને આ બાવળનાં ઠૂંઠાં વેચે તેનાથી કાંઈ ત્રણ વીસુ રૂપિયા ઓછા ભેગા થવાના હતા? એ તો ક્યાંક હાથ પડે...બાપરે! ત્રણ વીસુ રૂપિયા! એક ઉપર એક ગોઠવ્યો હોય તો વેંત ઊંચી તો ઢગલી થાય. એકની સાથે એક ગોઠવીને પરોવ્યો હોય તો રૂડી ભલી વાંસળી જેમ કેડે બંધાય! શામળી કેવી શોભે?

મરકલું સોમાને ચહેરે રમતું રહ્યું...પણ ત્રણ વીસુ અને ઉપરથી પાછી વરોઠી! શા સારૂ આ લોકનો વહેવાર સાચવવો પડતો હશે? એનાં મન મળ્યાં હોય અને સારો સથવારો હોય તો આવું નડતર શા સારૂ ઊભું કરવામાં આવતું હશે? શામળી યે કેમ જાણીજોઈને આવો ડુંગરો આગળ કરતી હશે?

હાથ ફરતો હતો. આંખો આવનારજનારના ફોતરાના ઢગલામાંથી ઘઉં જેવા ઘરાકને વીણતી હતી. જીભ વાજાની થાળી જેમ વાગે જતી હતી. મન એકલું પાંખે ચઢયું હતું.

અને પાછું આ ચારપાંચ દહાડાથી તો લોક પણ બદલાઈ ગયા લાગતા હતા. કશી ભારે ધમસાણ મચી ગઈ હોય એમ લાગતું હતું. લોક કહેતા હતા કે ગોરો તો હવે અહીંથી જવાનો. પેલા મા'ત્માએ લાકડી ખખડાવી છે, એમ પણ લોક કહેતાં. પેલે દહાડે સોમો ઓટીએ ભરાવેલા દહાડાની કમાઈના દસ પૈસા પર હાથ પસવારતો જતો હતો ત્યારે નદીની રેતમાં કાંક સભા જેવું હતું. અને ઓ! હો! હો! કાંઈ લોક હતું લોક! બાવળિયે કાંટા ગણાય તો સભાનું લોક ગણાય. બધાં ય એક અવાજે શું બૂમો પાડતાં હતાં! 'ચાલ્યા જાવ, ચાલ્યા જાવ.' આ તો પેલા ગોરાને જવાનું કહેતા હતા. અરે મારા ભાઈ! તે કીધે તે કોઈ જતા હશે? અને એ તો પાછા જબરા. તોપો અને બંધૂકો, વિમાનો ને આગબોટો અને એવું તો કેટલું ય એની પાસે હોય છે. અને આપણા લોકો તો ખાલી હાથે, અને પાછું બોલે: 'ચાલ્યા જાવ, ચાલ્યા જાવ!'

સોમાની આંખ બે પળ માટે દાતણના ઢગલા પર વળી. મનનું માંકડું બીજી ડાળીયે કૂદ્યું. શામળી યે જાણે એમ જ કહેતી નો'તી: 'ચાલ્યા જાવ, ચાલ્યા જાવ, ત્રણ વીસુ વિના ચાલ્યા જાવ.'

સોમાને આંધળી ભીંતે અથડાયા જેવું લાગ્યું. ત્રણ વીસુ અને વરોઠી અને ચાલ્યા જાવ. અને લીલાં લીલાં દસ આલ્યાં—દસ આલ્યાં. માણસનું મન તે કેટલે હાથ દે!

અને પાછું આજ સવારથી તો ગામમાં સિપાઇનાં ધાડાં ને ધાડાં ફરે છે. લોક ધાંટા પાડતાં પાડતાં દોડે છે. જાણે કશું ભૂત વળગ્યું હોય એમ લાગે છે. કહે છે: અંધારી રાતે પોલીસે ઘણાને પકડી લીધા અને જેલ ભેગા કર્યા. કેટલાકને તો કહે છે, ઠાર માર્યા અને મડદાં ય ઊપાડી ગયા. આવા બધામાં કોઈ દાતણ લેવા ય નથી આવતું. ફોગટના ધાંટા પાડવા: લીલાં લીલાં દસ આલ્યાં, દસ આલ્યાં.

અને સોમાનો ધાંટો એક મોટા શોરમાં ભળી ગયો. લોકો આગળ દોડતા હતા. પાછળથી ગોરાઓ આવતા હતા. એમના હાથમાં પેલું શું હતું? કશા તણખા ઝરતા હતા અને ફટાફટ અવાજ થતા હતા. ધાણી ફૂટે એમ લોક ઢળી પડતા હતા. સોમો પળભર ડઘાઈ ગયો. શું થતું હતું એની એને ગમ જ ન પડી. ગોળીબાર, ચિચિયારી, 'ચાલ્યા જાવ' અને 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'ના શોર એને કાને અથડાતા પણ એને કશી ય ગમ ન પડી. ફાટી આંખે એ જોઈ રહ્યો.

ગોરાઓ અટક્યા હતા. લોકો ય ભાગતા ભાગતા ઊભા હતા. બંને વચ્ચે પંદરસોળ વર્ષનો એક છોકરો ઊભો હતો. બધા ય અવાજ એકદમ અટકી ગયા. ઘટાટોપ જામ્યો હોય અને બધે ભારે ભારે લાગે છતાં કોઈ કશું બોલે નહિ એવું અત્યારે લાગતું હતું.

હાથ ઊંચો કરી પેલો છોકરો બોલ્યો. સોમાને એમાં ઝાઝી ગમ તો ન પડી પણ બાયલા ન બનવાનું એણે કહ્યું એ તો એને હાડોહાડ લાગ્યું. અને ત્યાં તો એ છોકરાએ પોતાનું કપડું ખોલી છાતી ઉઘાડી કરી એ એણે જોઈ. એક ગોરાએ તાકીને ગોળી મારી. છોકરાની છાતીમાં ગોળી ભરાઈ ગઈ. છોકરો એક ડગલું ગોરાની બાજુએ ગયો.

'ચાલ્યા...'

છોકરાનો અવાજ ફાટી ગયો. પોટલું વળી એ ભોંય પર ઢળી પડ્યો. લાલ લાલ લોહી ત્યાં છલકાવા માંડ્યું.

સોમાની આંખ ફાટી. એની નજર સામે ગોરાએ એક ફૂલ જેવા છોકરાને ગોળી મારી હતી. નાનપણમાં ગલોલ મારી એણે એક ચકલું પાડ્યું હતું એ એને યાદ આવ્યું.

અને જાણે કશી નવી તાકાદ એના દિલમાં આવી હોય એમ એ ઊભો થઈ ગયો અને દોડ્યો. શું થતું હતું એનો ખ્યાલ તો મનની પાટી પર ધૂંધળો થઈ ગયો હતો. માત્ર મૂઠીઓ વાળી અને એ તડફડતા છોકરા તરફ દોડ્યો. લોકો શું બોલતા હતા એ તો એને યાદ ન આવ્યું. કશીય પ્રેરણા વિના માત્ર 'લીલાં લીલાં' કરતો એ આગળ વધ્યો. પોતાની જ લાત વાગવાથી વેરાયેલી દાતણની ઢગલીના અવશેષો વેરવિખેર પડતા આખડતા હતા. અને ત્યાં તો એક અવાજ આવ્યો:

'Damned Nigger!'

બીજો એક અવાજ—તણખો...

સોમાને જીભ પર કશો ધગધગતો અંગારો પડ્યો હોય એમ લાગ્યું. આંખે લાલપીળાં દેખાયાં. અંગારો ખૂબ ઝડપથી અંદર ઊતરતો હતો. ફાટી ગયેલા ડાચામાંથી કોગળો લોહી તૂટી પડ્યું. રગેરગ ખેંચાતી હતી. બધી શુધસાન જીભને ટેરવે આવી બેઠી હતી. સોમાથી ઊભા ન રહેવાયું. વંટોળિયામાં ઝાડ ઉખડી પડે એમ એ ધરણી પર પડ્યો.

પાસે દાતણ વેરાયેલાં હતાં. છેલ્લી સાનમાં સોમાને એટલું જ ધ્યાન રહ્યું કે એના હાથમાં કશું આવ્યું હતું. એ શું છે એ પામવા એણે યત્ન કર્યો. અને એને જાણ્યું ત્યારે ન જાણે કેમ એને હરખ થયો.

પેલા તરફડિયાં મારતા બાળકનાં પગનાં આંગળાં એના હાથમાં ભરાયાં હતાં. ઉપર સૂરજ તપતો હતો. સામે છાપરે અજવાળાની સેરની સેર ઢલવાતી હતી.

આને જ લોક મોત કહેતા હતા?

સોમો છેલ્લું મલકયો.



૫

# સવાલ

**કલ્યાણી**ના મૃત્યુ બાદ **નારાયણ**ની એકએક પળ **બચુ**નું મોં જોઈ કલ્યાણીની યાદને તાજી હરીભરી રાખવામાંજ જતી. નાનકડી દીકરીના વળાંકમાં એને કલ્યાણી સાદૃશ થતી લાગતી અને બીજી બધી વાતોમાંથી મનને વાળી લઈ, **બચુ**ના વિકાસમાં, એને હસતી અને હસતી રાખવામાં એણે વાળ્યું હતું.

પણ **બચુ** ય કોઈ અજબ પ્રકૃતિની હતી. સાગરને મર્યાદા હોય તો **બચુ**ના પ્રશ્નોને મર્યાદા હોય. એની અપરિમિત જીજ્ઞાસાને સંતોષવા જતાં **નારાયણ**ને હમેશાં પોતાના જ્ઞાનની ઓછપ લાગતી અને ક્યારેક તો મન સાથે, **બચુ** પર કયારે ય ન ખીજાવાના નિર્ણય વિષે ઝાઝી બાંધછોડમાં એને પડી જવું પડતું. **બચુ**નું અજ્ઞાત મન કોણ જાણે કઇ રીતે આ વાતને પકડી પાડતું અને એની લાલ સુરખીભરી મોંફાડ પર સસ્મિત રોષનું એક સંપુટ ચડાવી એ બોલતી: 'એમ કહો ને નથી આવડતું? બિચારા!' **નારાયણ** એને શું જવાબ વાળે? માત્ર 'તું મોટી થઇશ એટલે હું બધું તને પૂછીશ' એવા બન્નેને પ્રિય એવા આશ્વાસનથી એ પોતાના ક્રોધને જીતતો અને **બચુ**ના રૂસણાંને ટાઢક દેતો.

પણ પેલે દિવસે જે વીતી તેનો ડંખ હજુ યે નારાયણના દિલમાંથી ખસ્યો નથી. કોણ ગુનેગાર અને શું ગુનો? એ શોધવામાં એનું મન ખૂંપીખૂંપીને પાછું વળી રહ્યું હતું. અચુના વિકાસમાં જ પોતાનું જીવન વ્યતિત કરવાના નિશ્ચયમાં જે જાતજાતના અખતરા નારાયણે કર્યા હતા તેમાંનો એક, દર અઠવાડિયે એક વાર અચુને રેલ્વે સ્ટેશન પર લઈ જવાનો હતો. આવતી જતી ટ્રેઈનો: ઊતરતા, ચઢતા, બેઠેલા, થાકેલા કે એવી જ કોઈ માનસિક સ્થિતિ ભોગવતા પ્રાન્તે પ્રાન્તના ઉતારુઓ વિષેના અચુના સવાલોના જવાબ દેવામાં નારાયણને પોતાનું કામ બજાવ્યાનો સંતોષ થતો. આથી જ એ પેલે દિવસે અચુને લઈને રેલ્વે સ્ટેશન પર ગયો હતો. મેલના પ્લેટફોર્મ પર જવા માટે પૂલ ઓળંગતાં જ અચુએ એને થંભાવી દીધો.

'પેલું શું?'

અચુની આંગળી, દસ બંદૂકધારી વચ્ચે હાથકડી અને દોરડેથી બંધાયેલા એક પાતળા, ઊંચા જુવાન પર મંડાઈ. નમણી નમેલી ભમરો નીચે રમતિયાળ આંખ હસું હસું કરતી હતી. ન'તો એને હાથકડીનો કશો ડંખ જણાતો કે ન તો બાવડે બાંધેલાં દોરડાં એને કશું દુઃખ કરતાં જણાતાં. ખૂબ મગનમાં હોય એમ એ ઊભો ઊભો હસતો હતો. નારાયણે એને ઓળખ્યો.

એ અવનીશ હતો. પરમ દિવસે જ એને ચૌદ વરસની સખત કેદની સજા થઈ હતી. ભાંગફોડની ચળવળમાં એણે અગ્રગણ્ય ભાગ લીધો હતો અને અદાલતમાં તો એમ પણ કહેવાયું હતું કે પેલી સિપાઈઓની ટુકડી પર જે બૉંબ ફેંકાયો હતો તેની પાછળ પણ અવનીશનો જ હાથ હતો. સરકારી વકીલે તો એને માટે ફાંસીની સજાની માગણી કરતાં એને કરપીણ, ક્રૂર અને હૈયાસૂના ખૂની તરીકે ઓળખાવ્યો હતો. આજે કદાચ એને બીજી કોઈ જેલમાં બદલી કરતા હશે.

નારાયણ અવનીશને નાનપણથી જ ઓળખતો હતો. અંગ્રેજી શિક્ષણ લેતાં અવનીશે ભેગાં કરેલ રંગબેરંગી પતંગિયાંના સંગ્રહ બદલ જ્યારે એને શાળાના પ્રદર્શનમાં પારિતોષિક મળ્યું ત્યારનો નારાયણ અવનીશને ઓળખતો. શાળા અને કૉલેજનાં સામયિક પ્રકાશનોમાં અવનીશની

કવિતા અને લેખો એણે રસભેર વાંચ્યાં હતાં. એના વર્તન અને વાણીની સુરેખતા અને માર્દવનો પણ નારાયણને પરિચય હતો અને જ્યારે છાપામાં અવનીશનું નામ એ ષડ્યંત્રના ઉત્પાદક અને વ્યવસ્થાપક તરીકે ઉલ્લેખાયેલું એણે વાંચ્યું, ત્યારે પોતાના અંગત દુ:ખને વીસારે પાડીને પણ એ બે ઘડી તો સૂનમૂન બની ગયો. નરી માર્દવની મૂર્તિ જેવો અવનીશ તે આવા કરાળ સ્વરૂપે? નારાયણથી આ ઘડ ઊકલતી ન હતી અને એવામાં જ બચુએ આ પૂછ્યું.

'નહીં પેલું છાપામાં આવેલું, તને કહ્યું હતું ને, તે જ આ અવનીશભાઈ.'

'તે આ બંદૂકવાળા એમને ક્યાં લઈ જાય છે?'

'એને સજા થઈ છે તે બીજી જેલમાં લઈ જાય છે.'

'જેલ એટલે શું?'

'જે કોઈ કશું ખરાબ કામ કરે એને અદાલત સજા કરે અને એ સજા એમને જેલખાનામાં કાપવાની હોય.'

'સજા એટલે?'

નારાયણ એક મિનિટ ચુપ રહ્યો. મનમાં ને મનમાં એ કોઇ સ્મૃતિની છાજલી કેદી રહ્યો હતો.

'સજા એટલે એની પાસે મજૂરી કરાવે અને મજૂરી કરતાં કરતાં એને એમ લાગે કે એણે ખરાબ કામ કર્યું છે એટલે એને પસ્તાવો થાય અને એમ એ સુધરે.'

'તે આમણે શું ખરાબ કામ કર્યું?'

ફરી નારાયણને મૌનનું શરણ લેવું પડ્યું. પળ ભર એને પોતે કોઈ વિચિત્ર પરિસ્થિતિમાં મૂકાયો હોય એમ લાગ્યું. પણ થોડીક મક્કમતા સાથે એણે ફરીથી જવાબ દેવાનું શરુ કર્યું:

'આણે માણસો પર બૉંબ નંખાવ્યા અને માણસો મરી ગયા. કોઈનો જાન લેવો એના જેવું ખરાબ કામ એકે નથી.'

'જાન એટલે?

'માણુસ જીવતો હોય ત્યારે એનામાં જાન છે—એ જીવે છે, એમ કહેવાય.'

'એટલે? માણુસ મરી ગયો એટલે જાનથી ગયો, એમ કહેવાય?'

'હા.'

'ત્યારે, આમણે માણુસોના જાન લીધા?'

'હા, એટલે તો સજા થઈ.'

'પણુ તમે તો કહેતા હતા ને કે મજૂરી કરતાં કરતાં એને ખરાબ કામ કર્યા બદલ પસ્તાવો થાય અને માણુસ સુધરે. આ તો હસે છે. જુઓ ને! ખડખડાટ હસે છે. તે એણે તો કશું ખરાબ કામ કર્યું નથી લાગતું.'

લાંબુ વાક્ય પણુ પૂરી ઈંતેજારીથી અને મુગ્ધ નિર્દોષતાથી બચ્ચુ ગડગડાવી ગઈ.

અવાજમાં અજાણુતાં જ રૂક્ષતા આવી ગઈ. નારાયણુ બોલ્યો: 'ઘણા એવા નઠોર બની જાય છે કે એમને સારું શું, અને ખરાબ શું, એની સમજ જ નથી રહેતી. અને પછી તો નફ્ફટ બની એ હસતા અને હસતા રહે છે.

બચ્ચુની મીટ તો અવનીશ પર જ મંડાઈ હતી. પણુ નારાયણુના આ જવાબથી એણે પોતાની નજર અવનીશ પરથી ઊઠાવી નારાયણુ ઉપર તોળી. નારાયણુથી તે નજર ન જીરવાઈ. એણે પોતાની નજર પાછી વાળી લીધી: જાણે બચ્ચુની નજર એમ કહેતી ન હોય કે તમે આને નફ્ફટ કહો છો?

નારાયણુ બચ્ચુને આગળ ખેંચી ગયો. બચ્ચુ મૂંગી હતી પણુ એના નાનકડા સ્વચ્છ મનમાં જાણે સાતે સમુદ્રનું ઘોર તાંડવ ગાજતું હતું. સજા, જેલ, મજૂરી, પશ્ચાતાપ, સુધારો, નફ્ટાઈ અને વધારામાં પેલું હસવાનું! કશાયની ધડ બચ્ચુના મનમાં પડતી ન હતી.

નારાયણુને પોતાને પણુ પોતે આપેલા જવાબથી સંતોષ તો ન જ હતો. પણુ એ બધી વસ્તુઓ એને પોતાની મર્યાદા બહારની લાગતી. એટલે જ એણે પોતાનું અને બચ્ચુનું મન વાળવા પ્લેટફૉર્મના કિતાબઘર

તરફ ચાલવા માંડ્યું. ચિત્રવિચિત્ર ચિત્રામણો અને ભાતીગળ છપાઈવાળાં સામયિકો અને પુસ્તકોમાંથી એણે થોડાં બતાવ્યાં અને અચ્યુને જે ગમ્યાં તે ખરીદ્યાં.

પણ આજનો દિવસ નારાયણને માટે સમે સુતરે પસાર થાય તેવો ન હતો. કિતાબઘરની સામે જ બીજા વર્ગના ડબ્બા આગળ લોકોની ખૂબ જ ભીડ હતી. અને ટોળા વચ્ચે ગળામાં ફૂલના હારના હાર પહેરીને એક જુવાન ઊભો હતો. અચ્યુની નજર તો ક્યારની ય ત્યાં પહોંચી જ હતી અને એની નજર અને એની પ્રશ્નપરંપરા વચ્ચે કદી યે ઝાઝું અંતર રહેતું જ નહીં.

'આ શું છે?'

'કોઈ લશ્કરમાં જાય છે.'

'લશ્કર એટલે શું?'

'લશ્કર એટલે બંદૂક અને તોપો લઈ અને જે હુમલો કરનારા આવતા હોય એમનો સામનો કરે અને એમને મારી હટાવે એવા સૈનિકો.'

'તે આ સૈનિક છે?'

'એ સૈનિક થવા જાય છે.'

'એની બંદૂક ક્યાં છે?'

'એ તો એ એની કેમ્પમાં જશે એટલે મળશે.'

'એ બંદૂકનું એ શું કરશે?'

'એનાથી દુશ્મનને મારશે.'

નારાયણને જવાબ દેતાં જ કશી અકળામણ થતી હતી. મનમાં ને મનમાં એને અચ્યુના નવા આવનારા સવાલની કશી ભીતિ લાગવા માંડી હતી. અને જેની બીક હતી એવો સવાલ આવ્યો પણ ખરો.

'મારશે એટલે? જાન લેશે?'

નારાયણે ગળું ખંખેર્યું. 'હાસ્તો, જે આપણા ઉપર હુમલો કરવા આવતું હોય, લૂંટવા આવતું હોય, ઘરબારને બાળી દેવા આવતું હોય એને તો આપણે રોકવું જ પડે ને!'

'પણ રોકવું એટલે? જાનથી મારવું?'

'હા. મોટી લડાઈ હોય એમાં તો હજારો ને લાખો માણસ પણ મરે!'

'મરે એટલે? એની મેળે મરે?'

'ના, લડાઈ થાય. તોપો ને ગોળીઓ છૂટે, અને એથી માણસ મરી જાય.'

'તે આ પણ જઈને બંદૂક અને તોપ છોડશે?'

'હા.'

'ને માણસ મરી જશે?'

'હા.'

'તો તો પછી એને પણ ખરાબ કામ કરવા બદલ સજા થશે ને?' નારાયણ અને કિતાબઘરવાળો બન્ને બચુના આ સવાલે ચમક્યા. નારાયણ મનમાં ને મનમાં ઊંડો ઊતર્યો. ખરાબ કામની પોતે આપેલી વ્યાખ્યા બદલ એને પસ્તાવો થયો હતો. એક છેડે પેલો અવનીશ હતો અને બીજે છેડે આ લશ્કરી જવાન હતો. એક પર જાન લીધાનો આરોપ હતો અને એ ગુન્હાહિત કામ બદલ એ સજા પણ પામ્યો હતો. સહુ ભયના માર્યા અને પેલા સિપાઈની બંદૂકના ડરથી એનાથી દૂરને દૂર રહેતા. અને આ જવાન લડાઈમાં જતો હતો. ત્યાં એ પણ માનવીના જાન જ લેવાનો હતો. પણ એને કશી સજા નહતી થવાની. એનો તો લોક આદર કરતા હતા. ગળામાં ફૂલમાળાઓ નાંખતા હતા.

ત્યારે મૃત્યુ મૃત્યુમાં ય ફેર હતો? માણસ માણસમાં ય ફેર હતો? સારૂં અને ખરાબ બન્ને, માનવીનું મન ઇચ્છે તે વખતે એકને બદલે બીજાને મૂકી શકાય એવી વસ્તુઓ હતી?

નારાયણ મૂંગો હતો. બચુની પૃચ્છાભરી આંખો નારાયણને ચહેરે મંડાયેલી હતી. અને નારાયણ પાસે તેનો જવાબ ન હતો.

'હું કહેતી'તી સ્તો! નહીં આવડે તમને!'

કોઈક વયે મોટા અને સમજુ માણસે નારાયણને આ વાક્ય કહ્યું હોત તો કદાચ એને એ પોતાનું ગૌરવ સમજત. પણ આ તરવરાટ-ભરી માનસિક સ્વચ્છતા આગળ એ શું કરે ? નારાયણને પોતાના મનમાં ઘડેલી બચુના વિકાસની યોજનાને પોતાના મનમાં જ સમાવી દેવી પડી.

એક જ ગાડી. અવનીશ અને લશ્કરી બન્ને જાણે એકબીજાને પીઠ દઈને જતા હોય એમ એ જ ગાડીમાં ગયા. નારાયણ અને બચુ અંધારા આકાશમાં પ્રશ્નાર્થનાં ગૂંચળાં ફેંકતાં એન્જિનને, એ સવાલોના પોટલાને ખેંચતું જોઈ રહ્યા.



૬

# શોધ

વિશ્વાસરાવને પોતાની ચિંતાઓમાં થોડો સહારો મળ્યા જેવું લાગ્યું. પરણવા લાયક થયેલી બહેનને માટે, નજરમાં ઠરે એવા મુરતિયાની યાદી મેળવતાં પણ કેટલી જહેમત ઊઠાવવી પડે છે એનો ખ્યાલ તો જેને વીત્યું હોય એને જ આવી શકે. પ્રસૂતિની પીડા કેવી છે એનો વંધ્યાને ખ્યાલ સરખો પણ શી રીતે આવી શકે?

યાદીમાં એમણે નામ ઘૂંટવા માંડ્યાં.

ફાલ્ગુનરાવ! વિશ્વાસરાવ મનમાંને મનમાં મળેલી માહિતીને ઘૂંટતા હતા. ઘર સારું, વાડીવજીફો, રૂપાળો પણ ખરો. છતાં ત્રીસેક વર્ષ લગી કુંવારો રહ્યો હશે તે તેની જ કશી રીતને આભારી હશે ને? અને લોકની જીભ તો તરેહતરેહની વાતો કરતી હતી. પણ લોકને મોંએ ક્યાં ગરણું બાંધી શકાય છે? એ તો ફાવ્યું બોલે. વાટડાહ્યા અને વિઘ્નસંતોષી.

નામ ઘૂંટતાં ઘૂંટતાં જ એમણે યાદીમાં ફાલ્ગુનરાવના નામ સામે એકડો મૂક્યો. બધી રીતે આંખ ઠારે એવો મરદ હતો.

પણ બધી રીતે સારા હોવું એ જ એક રીતે લોખંડી દીવાલ બની જાય છે ને! અને કેમ કરીને એને પચાસ રૂપરડીનો દરમાયો મેળવતા કારકુનની, ગામડી છ ચોપડી ભણેલી, કપાળમાં અસ્સલ ઢબ્બુ પૈસા જેવડો ચાંલ્લો કરતી, ઠીકઠીક શામળી એવી બહેનના સ્વામી બનવાનું સમજાવી શકાય? અને પાછા આજના જુવાન! મોંએ વાંકડાની ના પાડે અને વેતરવા બેસે ત્યારે એમને આખી દુનિયા ઓછી પડે! ક્યાંથી કાઢવાના હતા આ બધું?

**વિશ્વાસરાવ**ને ઘણી વાર થતું કે કુદરત, ઈશ્વર અને માતાપિતા, આ ચારની ચોકડી (કોઈ સાંભળતું નથી એની ખાતરી કરીને એ ઉતાવળે 'ચંડાળ' એ શબ્દ આના આગળ ઉમેરી દેતા) એ એના સુખને એક ચિંતાના પહાડ નીચે ચગદાવા મૂકી રાખ્યું છે. પણ એનો શોક કરે શું વળે? થવાનું હતું એ થયું હતું અને કરવાનું હતું એ કરવાનું જ હતું!

ફરીથી એમણે પેન્સિલ હાથમાં પકડી નામ ઘૂંટ્યું. મુરતિયો સારો. પણ એને સમજાવી કેમ શકાય? પોતાને જાતપિછાણ તો હતી જ નહીં. કાનથી જીભે આવેલી વાતનો મનમાં સંઘરો કરેલો એટલું જ. પોતાનામાં એટલી શક્તિ ન હતી. ખીસામાં ચાંદીના ગોળ સિક્કા ન હતા. અરે બહેનમાં એટલું રૂપ ન હતું!

કશું અઘટિત વિચારાઈ ગયું હોય એમ **વિશ્વાસરાવ**ને કમકમાં આવ્યાં. કોઈ પોતાને જોતું નથી એની એમણે ખાતરી કરી જોઈ.

મન મનાવતું હતું કે એમાં કશું ખોટું ન હતું. જો બહેનમાં રૂપ હોત તો...?

તો આ ચિંતાનો ભાર તો **વિશ્વાસરાવ**ને માથે નહોત. બિચારાને એક વાતની નિરાંત હોત. મુરતિયાની દાઢીમાં હાથ નાખવા જેવો પ્રસંગ ન આવત, અને દુનિયામાં પોતે પણ કાંક છે એવું કોકવાર મનમાં લગાડવાનો વ્યાજબી અધિકાર મળત એ વધારામાં!

હકીકત આવી ન હતી એ તો ઠીક, પણ **શ્યામા**માં જરા ય જોમ ન હતું. એક વાર **વિશ્વાસરાવે** વાતની વાતમાં **શ્યામા**ને, પોતે એની ઇચ્છા વિરુદ્ધનું કશું નહીં કરે એવી ખાતરી આપતાં આડકતરું

સૂચન—અલબત્ત ગર્ભિત જ—કરી દીધું હતું: 'બહેન, આ દુનિયામાં તું તારો માર્ગ શું કામ નથી શોધી લેતી? મને એટલી ચિંતા ઓછી અને સુધારક ગણાઉં એ વધારામાં!'

પણ આ લાલચમાં લપટાવાની શ્યામાએ ના જ પાડી. વડીલના સ્થાને રાવસાહેબ જ હતા અને એ જે કરે એ શ્યામાને શિરોમાન્ય હતું!

સુધારાના સુખનો સાર રાવસાહેબ મનમાં ગોખતા હતા પણ આનો કશો ઇલાજ એમને જડતો ન હતો. હા, શાસ્ત્રીબુઆ ફાલ્ગુનરાવને ઓળખતા અને પોતે શાસ્ત્રીબુઆને ઓળખતો હતો. આમ કાંક તાલ ખાય એવું લાગતું હતું.

ફાલ્ગુનરાવના નામ સામે એકડો તો એણે ઘૂંટ્યો જ હતો. હવે એ સામે એણે શાસ્ત્રીબુઆનું નામ પણ મૂક્યું.

પણ દુનિયાના અનુભવે, જેમ બધી મૂડી એક જ ઠેકાણે જમા ન કરવા વિષે મૂડી વગરના વિશ્વાસરાવને શીખવ્યું હતું, તેમ એક જ નામ પર આવી બાબતમાં આધાર રાખીને ન બેસવાનું પણ કપરા અનુભવે એમને શીખવ્યું હતું. એટલે જ એ યાદીમાં એમણે બીજાં પણ નામ ઉમેર્યાં. કોકને એ ઓળખતા હતા. કોકના પર એમની પસંદગીનો કળશ પહેલો પણ પડી ચૂકયો હતો, છતાં એમને લલચાવવામાં એ નિષ્ફળ નીવડ્યા હતા. કોકની કુંવારા હોવાની કે બીજવર હોવાની ખ્યાતિ માત્ર એમણે સાંભળેલી હતી. સહુનાં નામ એમણે યાદી પર ટપકાવ્યાં હતાં.

વિશ્વાસરાવે થાકનો પહેલો શ્વાસ ખાધો. હવે બે અબજમાંથી શોધ કરવાની ન હતી, પંદરવીસ નામમાંથી જ શોધ કરવાની હતી અને એ શોધ પણ કેવી?

નાકની લીટીએ ચાલતાં શીખેલા વિશ્વાસરાવ ઈશ્વરનું સ્મરણ કરી, યાદી ખીસામાં મૂકી, કોલમ્બસ હિંદ શોધવા નીકળ્યો હતો તેમ, ફાલ્ગુનરાવની 'શોધ' કરવા શાસ્ત્રીબુઆને ત્યાં જવા નીકળ્યા. શાસ્ત્રીબુઆના હૈયામાં જો રામ વસે તો...

પણ વિશ્વાસરાવની પ્રાર્થના જો ઈશ્વરે સાંભળી હોય તો પણ એને વિશ્વાસરાવની એક નવી કસોટી કરવાનું મન થયું. શાસ્ત્રીજીઆના ઘરમાં દાખલ થતાં જ વિશ્વાસરાવ સીધા પોલીસના હાથમાં પડ્યા !

શહેરમાં કોક ઠેકાણે બૉમ્બ ફૂટયો હતો અને પોલીસે એનું પગેરું શાસ્ત્રીજીઆને ઘેર શોધ્યું હતું. ઘરમાં શાસ્ત્રીજીઆ હાજર નહોતા એટલે એમના દીકરાને પકડી પોલીસ બધું ઉપરતળે કરતી હતી, ત્યાં વિશ્વાસરાવ ઘરમાં દાખલ થયા અને પોલીસે એમને પણ પકડ્યા. 'શોધ'માં નીકળેલા વિશ્વાસરાવની શોધ પોલીસચોકી લગી પહોંચી !

વિશ્વાસરાવે પોલીસની ખ્યાતિ સાંભળી હતી એટલે જ, ઈશ્વર સાથેની એકતાનતા એમણે ક્યારે ય ન'તી અનુભવી એવી અમલમાં આવી. ચોકીના ઓરડીના ખૂણામાં બેઠાબેઠા એ અદીઠની ભયંકર કલ્પનાથી ધ્રૂજતા બેઠા રહ્યા. પોતાને આ વસ્તુ સાથે કશા જ લેવા દેવા નથી એ વાત તો એમણે અડધી કલાકમાં હજાર વાર કરી હતી અને છેવટની એક હજાર ને એકમી વારના જવાબમાં જડબા પર પડેલી અડબોથને પંપાળવાનો સમય પણ હવે મળ્યો હતો.

અલકમલક અગમનિગમ સહુના વિચાર વિશ્વાસરાવના મનમાં ઘૂમરીઓ ખાતા હતા. ક્યાં ય કશો આરો દેખાતો ન હતો. શા કામે નીકળ્યા હતા અને ક્યાં ફસાઈ ગયા એનો પૂરો વિચાર કરવો એ ય હવે તો એમને માટે એક માનસિક સાહસ અને જહેમતભરી તપસ્યા બન્યાં હતાં !

પાંચ કલાક બાદ પોલીસને ફુરસદ મળી, કે વિશ્વાસરાવની પ્રાર્થના સાંભળી, ઈશ્વરે અદીઠ રહીને પોલીસને પ્રેર્યાં—એ ગમે તેમ હો પણ વિશ્વાસને તપાસ માટે ઊભા કરવામાં આવ્યા. દંતકથાઓ, હકીકત અને ભય ત્રણના ભાતીગળ વાણેતાણે ખેંચાતું વિશ્વાસરાવનું મન કોઈ અકલ્પ્ય થડકાર અનુભવતું હતું. આજુબાજુ બે પોલીસથી ઘેરાયેલા વિશ્વાસરાવ ઇન્સ્પેક્ટર આગળ પહોંચ્યા ત્યાં લગીમાં તો વિશ્વાસરાવને જીવ બહાર નીકળી જાય એવી લાગણી થવા લાગી. અને બાકી હતું તે પોલીસે પૂરું કર્યું.

'સાલા, બૉમ્બ ડાલતા હય !' અને વીજળી આકાશમાં થાય પણ કાના કુંભારની ગધેડી કાન ઊંચા કરે એવી બિચારા વિશ્વાસરાવની દશા

થઈ. એમણે પોતાની નિર્દોષતા જાહેર કરવાને માટે ફરીથી પ્રયત્ન કર્યો પણ પોલીસની સર્વશક્તિમત્તા આગળ એમનું શું ગજું?

'હમકો દીવાના સમજતા હય!'

વિશ્વાસરાવને પાંસળીમાં એક ગોદો ઊંડો જતો લાગ્યો. વિશ્વાસરાવને લાગ્યું કે વગર બોલે ચાલવામાં જ સલામતી હતી. મનમાં ને મનમાં બહેનને માટે વરની શોધમાં નીકળવાના સાહસને ભાંડતા વિશ્વાસરાવ સબ ઇન્સ્પેક્ટરની હજૂરમાં હાજર થયા.

ઓરડીમાં ખુરશી પર સબ ઇન્સ્પેક્ટર મિ. બગડે બેઠા હતા. પાસેના ટેબલ પર શાસ્ત્રીબુઆને ઘેર વિશ્વાસરાવની ઝડતી થતાં નીકળેલી પેલી યાદી પડી હતી. પાસે સિગારેટ અને દીવાસળી હતાં.

યાદી જોઈને વિશ્વાસરાવને ન જાણે કેમ શાતા વળી. એમના મનમાં બેઠું બેઠું કોક એમને કહી રહ્યું હતું કે આ એમનો જબરો અને ધરખમ બચાવ હતો. એના દર્શને રાવસાહેબને થોડી સ્વસ્થતા સાંપડી.

મિ. બગડે સિગારેટના ધુમાડા છત તરફ ફેંકતા વિશ્વાસરાવને નખશિખ જોઈ રહ્યા.

'શું નામ તારૂં?'

'વિશ્વાસરાવ'

'હં. તેલી તંબોળીઓ ય હવે શું નામ પાડે છે! વિશ્વાસરાવ! શું કરે છે? હેલપાટી?'

સવાલજવાબની પરંપરા ચાલી. ફરક એટલો જ હતો કે વિશ્વાસરાવને માત્ર સાંભળવાનું હતું. બોલવાનું કામ સબ ઇન્સ્પેક્ટર કરતા હતા. આખરે સબ ઇન્સ્પેક્ટરે પેલી યાદી ઊપાડી. દ્રૌપદીને કૌરવસભામાં શ્રી કૃષ્ણે ચીર પૂરાં પાડવા માંડ્યાં ત્યારે ય જેટલો આનંદ નહીં થયો હોય એટલો આનંદ વિશ્વાસરાવને થયો. યાદી એ જ જીવનદાતા હતી, એવી જ લાગણી એમને થવા લાગી.

'આ શું છે?'

'એ તો......' છેલ્લી ઘડીએ વિશ્વાસરાવને આખી વાત કેમ સમજાવવી એની ગમ ન પડી. એ ખમચાયા.

પણ એ બિચારાને પોલીસતપાસમાં ખમચાવાનો શો અર્થ થાય છે એની ખબર જ ન હતી. અચાનક જ મિ. બગડે ઊભા થઈ વિશ્વાસરાવ પાસે આવ્યા. વિશ્વાસરાવનો આનંદ, ગભરાટ અને આખી વાત કેમ કહેવી એની મૂંઝવણમાં ઊડી ગયો.

'કેમ, બોલતાં કાંટા વાગે છે? શું છે આ?'

રહી સહી હિંમતને ચાર છેડે મુશ્કેટાટ બાંધી વિશ્વાસે કહ્યું:

'એ તો મારી બહેનને માટે...' બિચારાને આ કેમ કરીને કહેવું એ સમજાયું જ નહીં.

સબ ઇન્સ્પેક્ટરને વાત વધુ રહસ્યમય થતી લાગી. નક્કી આમાં કેટલાંક નામ એવાં હશે જે આખા કાવતરામાં સંડોવાયેલાં હશે. અને જો એ એમને પકડે તો...

મિ. બગડેને પોતાની જિંદગીનો એક ધન્ય પ્રસંગ હાથવેંતમાં હોય એમ લાગ્યું. યાદીને હાથમાં લઈ એણે રાવના મોં આગળ ધરી.

'શું તારી બહેન માટે...'

'સાહેબ, મારી બહેન ઉમ્મરલાયક થઈ છે.'

'તે હું શું કરું?'

'તમે નહીં સાહેબ. આ તો લાયક મુરતિયાની યાદી કરી છે.' માંડમાંડ વિશ્વાસરાવ આટલા શબ્દો ભેળા મૂકી શક્યા.

'લાયક મુરતિયા? કેટલી બહેન છે તારે?'

'એક, સાહેબ.'

'અને આટલા બધા?' ઓરડીને મિ. બગડેએ પોતાના હાસ્યથી ભરી દીધી.

રાવને કોઈએ ડામ ચાંપ્યા હોય એવી અગન થઈ આવી. પણ બીજી ક્ષણે જ કશી લાચારીએ એને મૂંગો બનાવ્યો.

'તે આ તારા બનેવીઓની યાદી છે?' મિ. બગડેને હવે પૂરી ખાતરી થઈ ચૂકી હતી કે આ જ કાવતરાંખોરોની યાદી હતી. શાસ્ત્રીબુઆનું નામ તો એમાં હતું જ અને બીજી રીતે પણ પોલીસે શાસ્ત્રીબુઆના ઘર

લગીનું પંખેરું તો પકડી જ પાડ્યું હતું. શાસ્ત્રીબુઆના ઘરમાંથી જ **વિશ્વાસરાવ હાથ આવ્યો. અને વિશ્વાસના** ખીસામાંથી આ એકડા, બગડા ચોકડી, મીંડાં વગેરે નિશાનીઓવાળી યાદી મળી.

'જો તું એમ સમજતો હોય કે તું પોલીસને બનાવી શકીશ તો એ ખ્યાલ તારા મનમાંથી કાઢી નાંખજે. પોલીસ તારા દાદાને પણ પહોંચી વળે એમ છે.'

અને થોડી વાર પછી,

'ભલો થઈને કહે. આ એકડો એટલે શું ? આ ફાલ્ગુનરાવ તમારો લીડર–તમે શું કહો છો, તમારો નેતા !–નેતા છે કે ? અને આ હનુમન્તના નામ સામે આ ચોકડી છે એ શું ?' અને એકદમ મિ. બગડે ગેલમાં આવી ગયા.

'જો ચોરનારની ચાર એ તો કોરી કહેવાની વાત છે. શાસ્ત્રીબુઆના દીકરાનું નામ છે **મારુતી. મારુતી** એટલે વાંદરો. વાંદરો એટલે **હનુમાન** એટલે આ **હનુમન્ત** એટલે **મારુતી**. જેને અમે પકડ્યો છે. બોલ **હજુ** ય આ તારી ઉમ્મરલાયક બહેન માટેના મુરતિયાની યાદી છે ?'

પૂરા ત્રણ કલાક આમ ને આમ ચાલ્યું. ડગલે ને પગલે બગડેની ખાતરી વધતી જતી હતી. એક આખો કાવતરા કેસ એમણે એકલે હાથે પકડ્યાનું વ્યાજબી અભિમાન પણ હવે એમની વાતમાં ડોકાતું હતું. તેમણે **વિશ્વાસરાવ** પાસેથી આ સહુ નામ વિષેની માહિતી, એ જાણતો હતો એટલી હદ લગી કઢાવી.

**વિશ્વાસરાવ** પાછા પેલી ઓરડીમાં આવ્યા. એમની આંખ આગળ હવે બધે અંધકાર જ દેખાતો હતો. કિસ્મતને રોતા એ પાછા વિચારે ચઢ્યા. ઘડીકમાં એમના માનસપટ પર, ચૂનો ટીપતા કે ઘંટી ફેરવતા કેદી **વિશ્વાસરાવ** દેખાતા તો ક્યારેક ગળાની આસપાસ ફાંસીગારનો ગાળો દેખાતો, તો ક્યારેક વળી આ જ ઓરડીમાં ગેરબંદનો માર ખાતા બેઠેલા ડાચાવાળા, ભમરાળ દાઢીવાળા, લોહી નીગળતા **વિશ્વાસરાવ** દેખાતા.

માનસપટ આગળથી આ દશ્યોને હટાવવામાં ઘણી શક્તિની જરૂર હતી. અને ક્યારેક એ સઘળી શક્તિ એકઠી કરી **વિશ્વાસરાવ** ઈશ્વર સાથે સંવાદ કરવા મંડી પડતા.

વકીલની અદાથી, કેડે એક હાથનો વાંકડીઓ ખૂણો જમાવી, વિશ્વાસરાવ આવી જ એકાદ ઓરડીમાં પૂરાયેલા ઇશ્વરને પૂછતા હતા:

'ભલા ભગવાન, તેં એવું શા માટે કર્યું કે મને બહેન મળી?'

ઇશ્વિર પણ કાંઈ પાછો પડે એમ ન હતો. એણે આ માટે જે જવાબદાર હોય તેની પાસે જવાની શિખામણ આપી.

કલાકોના હિસાબે એક દિવસ પણ માનસિક વ્યાધિની ગણતરીએ તો કેટલાય મન્વન્તરો પૂરા થયા. ભીંત સરસી જડેલી લાકડાની માંચી પર કાયા લંબાવી ત્યાં તો માંકડનો વીજળીક હુમલો આવી પહોંચ્યો. ચિંતાએ લોહીનું પાણી કર્યું હતું. માંકડ એ પાણી પણ ચૂસવા લાગ્યા. વિશ્વાસરાવે કંટાળીને કેવળ ભૂમિશય્યા સ્વીકારી, તો માંકડનું 'છત્રીદળ' ટપોટપ વિશ્વાસરાવને પીંખવા ઊતરી પડ્યું. નિંદે ઘેરાતી આંખે પણ વિશ્વાસરાવને જાગરણ જ કરવું પડ્યું. ક્યારેક શ્યામાને કેટલી ફિકર થતી હશે એનો ખ્યાલ મૂંઝવી જતો પણ માંકડનો ચટકો એમનું મન બીજી દિશામાં વાળી દેતો.

એ જ ઓરડી, એ જ માંચી, એ જ માંકડ, અને એ જ વિશ્વાસરાવ.

ઓરડી બહાર જવાની મનાઈ હતી.

'સાલા, બૉંબ ફેંકતા હય ઓર બહાર જાના હૈ?' પોલીસદાદા વફાદારીનો પૂરો બોધપાઠ શીખવવા તૈયાર હતા. અને વિશ્વાસરાવનું ભીરુ મન એ માટે તૈયાર થયું ન હતું. બપોરે બેત્રણ વાગે રોકડા ચાર આનાના ભથ્થામાંથી પોલીસે ખરીદેલા અરધોશેરેક ચવાણાથી પેટ ભરી વિશ્વાસરાવ પાછા પરિસ્થિતિને વાગોળવા બેસી જતા.

આમ ને આમ ત્રણ દિવસ ગયા.

ચોથે દિવસે રાતે વિશ્વાસરાવને ઓરડી બહાર બોલાવવામાં આવ્યા. ત્રણ દિવસમાં ચોકીની ભાષામાં કામ ચલાવે એટલી જાણકારી મેળવી લીધાથી વિશ્વાસરાવ જાણતા હતા કે હવે જ ખરો તાપ જોવાનો વખત આવી લાગ્યો હતો. ઇશ્વિરની યાદ પણ હવે એમને કશી આંતરિક સહાય દેતી ન હતી. પોતાનાં મૂઠીભર હાડકાં સિવાય આ વિશાળ વિશ્વમાં એમનું કોઈ ન હતું, કાંઈ ન હતું.

પહેલે દિવસે ઘેરાયા હતા એમ જ આજ પણ વિશ્વાસરાવ બે પોલીસ વચ્ચે ઘેરાઈને સબ ઇન્સ્પેક્ટરની ઑફિસે પહોંચ્યા.

વિશ્વાસરાવે આંચકો અનુભવ્યો. છત પર હતા એ વીજળીના દીવાના પ્રકાશમાં એમણે જોયું કે જેના નામ સામે પેલી જીવલેણ યાદીમાં એમણે એકડો મૂક્યો હતો તે ફાલ્ગુનરાવ ત્યાં હાજર હતા. અને એકલા ફાલ્ગુનરાવ જ નહીં, શાસ્ત્રીબુઆ પણ હતા. અને એ યાદીમાંના બીજા પણ કેટલાક, જેમને વિશ્વાસરાવ દીઠે ઓળખતા હતા તે ત્યાં હાજર હતા.

વિશ્વાસરાવને લાગ્યું કે એ સહુ આંખોના ભાલા બનાવી એમને સહસ્ર છિદ્રે વીંધી રહ્યા છે. કદાચ પેલી કમનસીબ યાદીમાં નોંધાયેલા એમના મુબારક નામ અને એ સામે, પોતાની બહેનના સ્વામી થવા માટે વિશ્વાસરાવે નોંધેલી એમની લાયકાત અને ક્રમ અને પસંદગી વગેરેને લીધે આ બધું એમને વેઠવું પડતું હશે કે હતું, એની આ મૂંગી છતાં વેધક ફરિયાદ તો ન હતી?

મિ. બગડે એમ જ છત સામે સિગારેટના ધુમાડા ફેંકતા ખુરશી પર બેઠા હતા. એમની ચકોર આંખો આ શંભુમેળાને ચહેરે આવી જતા બધા રંગોને પારખવા યત્ન કરતી હતી. એમને લાગતી એમની લાક્ષણિક નર્મ–રગમાં એમણે વિનોદ કર્યો:

'આ જ બધા ને, તમારી પેલી બનેવીની યાદીવાળા?'

વિશ્વાસરાવને જિંદગીમાં પહેલી વાર આજ મિ. બગડેની સારસ્વત સત્ર જેવી વાણી સાંભળીને શ્યામા બિચારી, બાપડી અને નિર્દોષ લાગી. એમને મોંએથી એક નિસાસો સરી પડ્યો.

પેલાઓ તો તાતાં ફેંકતા ઊભા હતા. ચતુર મિ. બગડે સહુને તાવતા હતા. વિશ્વાસરાવ જાત પર ધિક્કાર વરસાવતા નસીબને રોતા ઊભા હતા.

કોઈ ન બોલ્યું. છેવટે શાસ્ત્રીબુઆએ હિંમત કરી.

'અરે વિશ્વાસ, શું છે આ બધું?'

મિ. બગડેને આંખમાં જરા અપ્રસ્તુત લાગ્યું, પણ પોતે ષડ્યંત્ર પકડયાની ખાતરીએ એમને એવા આળા બનાવી દીધા હતા કે આ સામે એમણે વિરોધ ન ઊઠાવ્યો.

વિશ્વાસને થોડી ધરપત આવી. હતી એવી બધી જ વાત એણે શાસ્ત્રીજીને કહી. અને એ વાતે સહુને આવા સંજોગોમાં પણ થોડા મલકાવ્યા. મિ. બગડે પણ એમના સુરક્ષિત સ્થાનેથી એમાં ભળ્યા.

'વિશ્વાસરાવ, આ તો તેં જાણે જૂના સમયમાં રચાતો હતો એવો સ્વયંવર રચ્યો.'

વિશ્વાસ રડી પડ્યો. શાસ્ત્રીએ એને આશ્વાસન દેવા પોતાની બાથમાં સમાવ્યો.

'લોહીનાં આંસુએ રોવું પડશે, લોહીનાં.' મિ. બગડેએ પોતાનો પ્રભાવ દાખવતાં કહ્યું. અને હજુ લગી ન'તી વપરાઈ એવી વાણીનો ઉપયોગ એમણે બેફામ કરવા માંડ્યો.

ન જાણે કેમ પણ મિ. બગડેની આ વાણીએ જ એ ઓરડીમાં હતા એ સહુને એક નવી દોસ્તીના દોરડે બાંધ્યા. વિશ્વાસરાવની કાકલૂદી જે ન કરી શકી હોત એવું, સહાનુભૂતિ જન્માવવાનું અને એક તારે બાંધવાનું કામ, મિ. બગડેની જીભ કરી રહી હતી.

પોલીસચોકી અને એ નામમાં જે સમાયું છે એ સર્વનો મિ. બગડેની ઇચ્છા હતી એટલો લાભ ઊઠાવી મંડળીને કાચી જેલમાં બદલવામાં આવી. અને કાચા કામના આરોપી વિશ્વાસરાવને મળવા એમની એકલોતી બહેન શ્યામા કાચી જેલ પર આવી.

અસહાય શ્યામાએ રોઈ રોઈને દિવસ કાઢ્યા હતા. ભરી વસતીમાંથી ખોવાઈ ગયેલા વડીલ જેવા ભાઈને શોધવા એણે પથ્થર એટલા દેવ કર્યા હતા. છેવટે શાસ્ત્રીબુઆને ત્યાંથી એની ભાળ મળી હતી.

ભાઈને જોતાં જ શ્યામા રડી પડી. વિશ્વાસરાવે એને છાની રાખી. અનુભવે એને ધીટ બનાવ્યો હતો. પોતાના અને અન્ય સહુની નિર્દોષતાના વિશ્વાસે એને સાચો માનવી બનાવ્યો હતો.

આશ્વાસન દેતાં અને લેતાં **વિશ્વાસે** શું બન્યું હતું તે કહ્યું. **શ્યામા**ને લજ્જાથી ભૂમિમાં સમાઈ જવું કે ભાઈ પર ઓવારી જવું એ ન સમજાયું.

*                    *                    *

અને જ્યારે છેવટે **ફાલ્ગુનરાવ** અને **શ્યામા**નાં લગ્ન નક્કી થયાં ત્યારે **વિશ્વાસરાવે** મિ. **બગડે**ને વિ. વિ. સાષ્ટાંગ નમસ્કાર સાથે નિમંત્રણ આપતાં કહ્યું પણ ખરું: મિ. **બગડે**, જો એ અકસ્માત ન થયો હોત તો હું **ફાલ્ગુનરાવ**ને સમજાવી જ ન શક્યો હોત.

**વિશ્વાસ**નો હરખ માતો ન હતો. પણ મિ. **બગડે** તો ષડ્યંત્રની પોતાની નિષ્ફળ ગયેલી શોધને રોતા હતા.



૭

# ફાલ્ગુનીનાં લગ્ન

**સવારના** પહોરમાં જ છાપાંઓએ એમનાં લટકાળાં બીબાંઓમાં ખબર આપ્યા:

'બાંગફોડના મુકદ્દમામાં ફાંસીની સજા પામેલા **વીરેન્દ્ર** સાથે સિવિલ વિધિથી લગ્ન કરવાની કુમારી ફાલ્ગુનીએ રજીસ્ટ્રારને ખબર નોંધાવી છે. લગ્નનો દિવસ હજુ નક્કી થયો નથી.'

[૧]

**પ્રિય અંજુ,**

આજે જ મને તારી વાતોની સમજ પડે છે. ક્યાંથી મને સમજાય? મારી આંખે તો મોહનાં પડળ બાઝ્યાં હતાં! ફાલ્ગુનીની મોહિનીએ મને સારાસારનું ભાન ભૂલાવી દીધું હતું. ફોતરાં પાછળ હું ભમતો હતો. મારી જાતનો હું વિચાર કરું છું ને શરમના માર્યા ધરતીમાં સમાઈ જવાનું મન થાય છે.

આજ મને તારા શબ્દો યાદ આવે છે: 'ફાલ્ગુની તો દીવાની જ્યોત છે. આંગળી અડાડવા જશો એ દાઝશો.' અને, 'તમે માનો છો

એ તમારી થશે? 'ટુ-સિટર'માં એ તમારી સાથે ફરશે. કદાચ સિનેમા જોવા સાથે આવશે. કોક વાર સાંજને ટાણે કે ચાંદનીમાં તમારી સાથે, હાથમાં હાથ નાંખીને ઘૂમશે. પણ એ તમારી નહિ થાય: એની પોતાની પણ નહિ.'

તારા શબ્દો કેટલા સાચા પડ્યા છે! એ વીરુને પરણવા નીકળી છે. પણ આને તે ફક્કડ મશ્કરી સિવાય બીજું શું કહી શકાય? ફાંસીએ ચડવાના દિવસો ગણાય છે અને આ લગ્નની નોટિસ આપે છે! કદાચ વાંઢાઓ માટે ચિત્રગુપ્તના દરબારમાં જગા નહીં હોય! પણ એ તો વાંઢો ને વાંઢો જ મરવાનો છે-પરણે તોય. આમાં મને તો ફાલ્ગુનીના જાહેરાતશોખ સિવાય બીજું કાંઈ દેખાતું નથી. દુનિયાઓ જીતવાની છે અને કશું ખોવાનું નથી એવું સૂત્ર તો એણે જિંદગીમાં અપનાવ્યું જ છે. છાપાંમાં નામ આવશે, ક્યાંય છબીઓ છપાશે. વાગીશ્વરીનાં કુસેવકો એનાં જોડકણાં રચશે, કોક ચિત્રો કરશે. અને જો સિનેમાવાળાઓના ધ્યાનમાં આવી ગયું તો એકએ ફિલ્મ પણ ઊતરશે-એનેય ઊતારશે. એમને શું? અને એ પણ ખરી વાત છે કે ફાલ્ગુને શું? જેણે લાજ શરમ બધું નેવે મૂક્યું છે એને શું?

હું આ લખું છું તેથી કદાચ તું જુદાં અનુમાનો પર આવીશ; પણ હું તને ખાતરી આપું છું કે ફાલ્ગુને માટે મારા અંતરમાં જે એક ખૂણો હતો તે તો મેં ક્યારનોય ભૂંસી નાંખ્યો છે. આ હું કોઈ વાંકદેખા તરીકે કે બળ્યાઝળ્યા માણસ તરીકે નથી જ લખતો. આવી વાતો સમાજને હમેશાં ક્ષુબ્ધ કરે છે. એ શાંત જળમાં કૂંડાળાં જાગે છે. એ કૂંડાળામાં ભરાઈ ન પડવામાં જ બુદ્ધિનો ખરો ઉપયોગ રહ્યો હોય છે. હું તો આ આખી વાતને ભણેલી છોકરીઓનાં મૂળ જે રીતે સમાજમાંથી દૂર દૂર ઘસડાઈ ગયાં છે અને કયાંય ઠરી ઠામ બેસવાનું એમને સ્થાન રહ્યું નથી હોતું એવી સ્થિતિ આવી છે તેનું દ્યોતક ગણું છું. સમાજરચનાએ એના નિર્ણયો પર આવી જવું જોઈએ. આમ ને આમ એ ચાલવા દઈ નહીં શકે.

પણ આ તો આડી વાતે જતા રહેવાયું, અંજુ. શું લખવા બેઠો હતો અને શું લખી નાખ્યું? મારે તને લખવી હતી મારા હૈયાની વાત.

અંજુ, હવે ક્યાં લગી આમ ને આમ ચલાવે રાખવું છે? આવી સુંદર સ્ત્રી, આવો સોહામણો આત્મા અને આટલા નિર્દયને......

તારો ગણવાની છૂટ મળે પોતાને કૃતાર્થ માનતો
**સુનન્દ**

[૨]

**મનોજ,**

સ્ત્રી જન્મવાના ત્રાસનો આજે મને જે ખ્યાલ થયો છે તેવો ક્યારે ય ન'તો થયો. પોતાનું વ્યક્તિત્વ વિકસાવવાનો એ યત્ન કરે તો ય એને માથે આરોપનો ઢગલો ઠલવાય. પુરુષની ઇચ્છાથી વિરુદ્ધ જવા જેવો ગુનો જો એ કરે તો, એણે એની પ્રતિષ્ઠાથી એનો બદલો વાળવો પડે! કેવી સિરજોરી! અને પુરુષની ઇચ્છા એટલે શું? માત્ર સ્ત્રીના દેહનું સ્વામિત્વ, પૂર્ણ અબાધિત સ્વામિત્વ! કેમ, કમકમાં આવે એવું છે; નહીં? પણ લે પૂરી વાત કરું.

સુનન્દને તો તું ઓળખે જ છે. પણ તું એને નન્દી કહે છે એટલું ભોળપણ એનામાં નથી. પુરુષમાં હોઈ શકે એટલા બધા જ મનનો મેલ એનામાં ભર્યો છે. પહેલાં એને ફાલ્ગુની જોઈતી હતી, ફાલ્ગુ કાંઈ એવાને હાથ આવે એવી ન હતી. એની તો વાત જ જુદી છે. પાકી આપરખી છે. એક નજરમાં જ એ પુરુષને પારખી લે છે. કૉલેજમાં એણે પહેલે દિવસે જ નન્દી માટે કહ્યું હતું: 'ગટર મુકાદમ!' કેટલું સાચું?

નન્દી એના પર છેડાયો છે. એનું પુરુષત્વ ઘવાયું છે. અને ઘવાયેલો વીંછી તો પોતાને ડંખ મારે છે પણ ઘવાયેલો પુરુષ, બળેલા હૈયાનો પુરુષ, એનો આખો ય રોપ સ્ત્રી પર ઠાલવે છે. એણે એ જ કર્યું છે. ફાલ્ગુ વીરેન્દ્રને પરણવાની છે એ વાતે એના પુરુષત્વને, એના માલિકભાવને ડંખ માર્યો છે; અને બસ, મનના મેલ આડે સભ્યતાએ જે જે દીવાલો કરી હતી તે બધી તૂટી ગઈ છે, આક્ષેપો અને આરોપોની ઝડીઓ વરસાવી છે. અને પાછું સમાજ અને સામાજિક હેતુ એ સહુનું ઓઠું લેવાયું છે. મને તો લાગતું જાય છે કે જ્યારે માણસ સમાજ અને સામાજિક હેતુ અને સમાજરચનાની વાતો કરતો થાય છે ત્યારે એ પોતે પોતાના ક્ષુબ્ધ અને મેલા મનનો જ પડઘો

પાડતો હોય છે. વ્યક્તિ જેવી કાંઈ વસ્તુ છે? વ્યક્તિને એના વ્યક્તિત્વ જેવો કાંઈ અધિકાર છે? પણ હું ભૂલી. વ્યક્તિ સ્ત્રી ન હોવી જોઈએ એવો પુરુષશાસિત દુનિયાનો અદલ ઇન્સાફ છે!

સ્ત્રીના હૈયાને સમજવા પુરુષ કેમ કદી ય યત્ન નહીં કરતો હોય? શા માટે સ્ત્રીના કોઈપણ કાર્યને પુરુષ, એ સ્ત્રીએ પોતાના દૃષ્ટિબિન્દુથી માનેલા પોતાના વિકાસની સીડીનું પગથિયું નથી માનતો? પોતાની પામરતાનું આરોપણ એ શા માટે સ્ત્રીના કાર્ય પર કરે છે?

ફાલ્ગુની કેમ પરણે છે? એવો સવાલ શા માટે ફાલ્ગુનીને પોતાની માલિકીની વસ્તુ બનાવવામાં નિષ્ફળ નીવડેલ પુરુષ કરે છે? અને એટલી તુમાખી જાણે ઓછી હોય એમ પોતે જ પાછો એનો જવાબ આપે છે: જાહેરાતનો શોખ! ફાલ્ગુનીને દુનિયા આગળ, પેલા રાજામહારાજાઓની મોતીની ચાદરનું પ્રદર્શન થાય છે એમ, 'મારી સ્ત્રી' એમ દેખાડવામાં જાહેરાતનો શોખ નથી રહ્યો!

પણ હું ય ભૂલું છું. બીજી કોઈ પણ સહાયતા વિના પાણી જે સપાટીએથી ઊતર્યું હોય તેથી વધુ ઊંચે શી રીતે જઈ શકે? 'ગટર મુકાદમ'!

અને એ કાગળનો બાકીનો ભાવ! મનોજ, વધેરવાના બકરાને શણગારવામાં આવે છે, એ તો તેં જોયું જ હશે. ખવરાવીપીવરાવી, હુલાવીફુલાવી, ગળામાં ફૂલની માળા નાખી, ક્યાંક વળી મેંદીના થાપા મારી લોક વચ્ચેથી એને લઈ જવામાં આવે છે; જ્યાં એની ગરદન પર કાતિલ છુરી ફરી વળવાની છે ત્યાં. એ કાગળ વાંચું છું અને મારી નજર આગળ સ્ત્રી આવે છે. ફક્કડ કપડાં છે, સોહામણો દીદાર છે, અતુલ રૂપ છે. એને ય લોક વચ્ચેથી લઈ જવામાં આવે છે. સ્ત્રીને ઊંચું જોવાની મનાઈ છે. આગળ એક પુરુષ ચાલે છે જેની આંખો જ કહે છે: 'આ મારી છે.' એનાં ફાટેલાં નસકોરાં ય 'સ્વામિત્વ'નો શ્વાસ ગુંજે છે. એના ચહેરા પરની કરડાકીમાં આહ્વાન છે: 'મારી માલિકીની ચીજ પર નજર નાખતાં જરા વિચાર કરી લેજો, કોઈની થવાની સ્ત્રીની ઇચ્છા એને કયા પાતાળે ડુબાડે છે...

**અંજની**

[ ૩ ]

ઉત્તરા,

આ બધું શા માટે થાય છે એ મારી તો સમજમાં જ ઊતરતું નથી. કો'કને પરણવું છે અને પેલા કે પેલીની ઇચ્છા છે તો ભલે ને પરણે ! એમાં બીજાને શું ? સાચી રીતે તો એ એક સામાજિક ઉપકાર છે. જાત જોવા બતાવાનો આવો રંગીન મેળો યોજવા બદલ, નટ અને પ્રેક્ષકનો ભેદ આવી અસરકારક રીતે ભૂંસી દેવા બદલ, સહુએ એમનો ઉપકાર માનવો જોઈએ.

મને તો એવો મેળો ન યોજાય તો ય વાંધો નથી. મળ્યા, ગમ્યું, મન માન્યું અને ચાલ્યું. મન ઊઠી ગયું તો ખતમ. એ માટે આટલા વિધિવ્યવહાર શા ? અને વિધિવ્યવહારને બાજુએ મૂકીએ તો પણ આ વાદવિવાદનો આડંબર શો ? સમાજરચનાને ઊંધી વળતી અટકાવનાર તમે કોણ ? અને એને ઉથલાવી નાંખશો એવી બડાશ હાંકનાર પણ તમે કોણ ?

ફાલ્ગુની પરણે છે એમાં આટલો વાવંટોળ શા માટે ગાજે છે ? થોડાક વિજ્ઞાનીઓને બાદ કરતાં, મારી અને તમારી દુનિયા મારી અને તમારી સાથે જ જન્મી છે અને હું અને તમે દેહ છોડી દઈશું એટલે પતી જવાની છે. પછી દુનિયાનો છેડો આવી ગયો છે એવી ભીતિ શા માટે ? તમારે માટે તો વીસપચીસ વર્ષમાં એનો નાશ જ થવાનો છે ! પછી આટલી ચિંતા શા માટે ? દુનિયાનો ભાર પોતાને માથે રાખવાથી ઘણા ય કાજીઓ દૂબી ગયાના દાખલા તો આપણે વાંચ્યા છે, પછી એ શહીદોની ટોળીમાં જાણેઅજાણે દાખલ થવામાં શું મઝા રહી છે ?

મને તો લાગે છે કે હરેક વ્યક્તિ આવા કશા બનાવને માટે તલપી રહી હોય છે. ક્યાંય 'પાત્ર' બનવાની એની અણપૂરી રહેલી ઇચ્છા એની પાસે કંઈક કરાવરાવે છે. અને દહીંની દોણીમાં હાથ નાખતાં પકડાયેલા કૃષ્ણ જેટલો એ ખુલ્લા દિલનો કે નફ્ફટ નથી એટલે સમાજરચના અને નીતિ અને ધર્મ અને એવા બધાનો ગોવર્ધન એ પોતાની આંગળી પર તોળી બતાવે છે.

લગ્ન એ એ જ વ્યક્તિનો સવાલ છે—ત્રીજાનો અકસ્માત એ એને જ માથે હોય છે. મને તો પેલી કવિતાની લીટી ખૂબ ગમે છે:

'બંદા બેઠા માંચીએ ને દુનિયા ડોળે પાણી'

મનોજ

[૪]

વીરેન્દ્ર,

તને આ કાગળ મળશે એ આશાએ જ લખું છું. મારા બીજા કાગળોની તેં જે વલે કરી છે એ હું કદી પણ ભૂલી નહીં શકું. અને છતાંય, અપમાન વેઠીને પણ આ કાગળ હું તને લખું છું.

તારા વિચારોને સમજવાનો મેં પ્રામાણિક યત્ન કર્યો છે. હું ધારું છું કે તને કશોય અન્યાય ન થાય એ હદ લગી હું એ સમજી પણ છું. છતાંય તારા અને ફાલ્ગુનીના લગ્નને હું સમજી શકતી નથી. બનવાજોગ છે કે મારા પોતાના પૂર્વગ્રહો એ સમજવામાં કશું અવરુન્ધન કરતા હોય. એ 'પૂર્વગ્રહ' (આ શબ્દ પણ એ અર્થમાં તેં જ મને શીખવાડ્યો છે ને!) શા છે તે તો તું જાણે જ છે. પણ બની શકે ત્યાં લગી એ પૂર્વગ્રહોને દૂર મૂકીને હું આટલું જ સમજવા માગું છું: શા માટે તું ફાલ્ગુની સાથે પરણે છે?

તું કહીશ કે હું અદેખી છું. મારાથી દેખ્યું નથી ખમાતું. જે સ્થાન મેળવીને પોતાની જાતને હું ધન્ય માનત એ સ્થાન ઝૂંટવાતું મારાથી નથી જોયું જતું એમ પણ તું કદાચ કહીશ. જીભે આવ્યું કહેવાની અને મનમાં આવ્યું કરવાની તો તારી આદત છે. પણ આ કાગળ હું બીજા જ હેતુથી લખું છું.

પરણેલી, કો'કની બનેલી સ્ત્રીની પામરતામાં મારા જેવી કો'ક અબુધ આનંદ માની શકે, સંતોષપૂર્વક જીવી શકે, જીવન સફળ થયું સમજી લે. તેં જ એકવાર કહ્યું હતું ને કે લગ્નમાં સફળતા જોનાર તો કોક વિકાસે વામણો રહેલો જ હોય? પુરુષ માટે એ તદ્દન સાચું છે. અને એટલે જ મારો સવાલ છે: શા માટે તું લગ્ન કરીને વ્યક્તિવિકાસ સાધી શકેલી ફાલ્ગુનેને પણ મારા જેવીની જમાતમાં મૂકે છે? સ્ત્રી સ્ત્રી

વચ્ચેનો ભેદ પણ તું નથી સમજી શકતો? તારું પૌરુષેય કદાચ અભિમાને મલકાતું હોય તો ય ફાલ્ગુના સ્ત્રીત્વને શા માટે તું અવમાને છે?

હું જાણું છું કે લગ્ન એ માત્ર એ બે વ્યક્તિનો જ સવાલ છે, જે આ ભાર ઉપાડવા તૈયાર થઈ હોય છે. બીજાને તીરે ઊભા રહેવાનું હોય છે—તમાશો જોવા. છતાં ય હું આ સવાલ તને પૂછું છું. કમનસીબે જેને જીવનની અંતિમ પળો કહેવાય એ વખતે શા માટે તું ફાલ્ગુને તારી કરવા યત્ન કરે છે? તારાં ત્યાગ અને વીરતા માટે અમને સહુને આદર છે. પણ તને પોતાને ય એમ લાગશે કે જ્યારે ત્યાગ અને વીરતા, મદારી અને પાળેલા માંકડા જેમ તાળીઓ અને મૂઠી ધાન ઉઘરાવવા નીકળે છે ત્યારે એ આદરણીય નથી રહેતાં!

ઉત્તરા

[૫]

ફાલ્ગુની,

મનને મનાવવું મુશ્કેલ હોય છે. અને તેમાં ય કશું જતું કરવા એને સમજાવવું એ તો અશક્ય જ. આયુષ્યને આરે આવીને ઊભતાં છતાં ય મોહનાં બંધન નથી છૂટતાં.

પણ હૈયું કાઠું કરવું જ પડે છે. તારાં અને મારાં લગ્ન—આપણાં લગ્ન ન થવાં જોઈએ એ નિર્ણય પર હું આવ્યો છું અને આ પત્ર પણ એ જ વાત તને જણાવવા હું લખું છું. કારણ જાણવાનો તને ખાસ હક્ક છે.

મને લાગે છે કે આ લગ્ન તારું અને મારું બન્નેનું અપમાન કરે છે. એને સમાજની નીચતા કહે કે જડતા કહે પણ કોઈપણ વ્યક્તિ તારે માટે કે મારે માટે આ લગ્ન અનિવાર્ય હતાં—સમાજની મર્યાદામાં જીવતા રહેવા માટે થવાં આવશ્યક હતાં—એમ કહે એ તારું ભયંકરમાં ભયંકર અપમાન છે. એ અપમાનને ઘડીભરને માટે ય લોકજીભે ચઢવા દેવા હું નથી ઇચ્છતો. જે વાતો એમની ગંદકીમાં આળોટતી કલ્પનામાં જીવે છે તેને હકીકતમાં કશું ય તળું નથી એવું સત્ય આખરે પ્રગટ થવાનું છે એ વાત આ અપમાનનો ડંખ જરા ય ઓછો નથી કરી શકતી.

અને બીજી વાત કે મેં કશું કર્યું છે અને હવે મારે એની કિંમત વસૂલ કરવી છે, એ મારું અપમાન છે અને તારું પણ અપમાન છે.

શું તું એવી કાંઈ નિર્જીવ પૂતળી છે કે માત્ર કોઈના કાર્યના શંકાસ્પદ પુરસ્કારરૂપે કોઈને અર્પણ થાય? મને કોઈ એવો મૂજી અને પામર ગણે એ કરતાંય તને કોઈ આવી કઠપૂતળી ગણે એ મારે મન અસહ્ય છે.

મને લાગે છે કે તું પણ મારી સાથે સહમત થઈશ. અને એથી એ આગળ જઈને કહીએ તો, ફાલ્ગુ, સાચે જ એવા કોઈ વિધિવિલાસની આપણને જરૂર છે?

હું માનું છું, નથી. અને એ જ મારો નિર્ણય છે.

વીરેન્દ્ર

[૬]

વીરેન્દ્ર,

સ્વપ્નાં જીવવાની તાકાદ ક્યારે મળશે? વીરુ, તારા નિર્ણયથી મને એટલું દુ:ખ નથી થયું જેટલું તેં જણાવ્યું એ કારણથી થયું છે. પણ જવા દે એ વાત. મારું જીવન હવે મારા સામે કશોય પ્રશ્નાર્થ ધરતું નથી ઊભું. પણ એવો કોઈ પ્રશ્નાર્થ મૃત્યુ તારા સામે ન ધરે એટલી મારી વાંચ્છા હતી અને છે.

ફાલ્ગુની



૮

નં. ૧૩૬૭૨

મોહન ધૂળાની

# હિસ્ટરી ટિકિટ*

| |
|---|
| સજા : ઈ. પી. કો. કલમ ૪૦૦ મુજબ |
| સજા ૨૦ સાલ |
| સજા થઈ તા. ૧૭–૮–૨૪ |
| છૂટવાની તા. ૧૬–૮–૪૪ |

**જેલમાં આવ્યો તા. ૧૭-૮-૨૪**

૧૭–૮–૨૪ નવાં કપડાં, બંડી આપ્યાં.

૨૦–૮–૨૪ અપીલ કરવાની ઇચ્છા દર્શાવી.

૨૫–૮–૨૪ અપીલની ગોઠવણ કરી આપી.

૩–૯–૨૪ કામ કરવાની ના પાડી. ચાર દિવસ ગૂણી કપડાં અને આડા બેડી.

૮–૯–૨૪ હોસ્પિટલમાં દાખલ કર્યો: મરડો.

૯–૯–૨૪ હોસ્પિટલમાંથી છૂટો કર્યો.

---

*હિસ્ટરી ટિકિટ: જેલના એક કેદીની જેલ તરફથી રાખવામાં આવતી નોંધપોથી. ‘ખાનગી સજાઓ’ એમાં નથી નોંધાતી એટલું પણ ધ્યાનમાં રહેવું જોઈએ.

૧૯–૯–૨૪ ફિતૂરી કરી. આઠ દિવસ ખડા બેડી—સેપરેટ.

૧–૧૦–૨૪ કમિટી આગળ બીડી ચાહની માગણી કરી. સુપ્રિન્ટેન્ડન્ટને ગાળો દીધી. ફિતૂરી કરી. ત્રણ માસ કોસ, ગૂણી કપડાં, કાંજી. છેલ્લી તાકીદ.

૫–૧૦–૨૪ ત્રૈમાસિક માફી રદ.

૧૩-૧૦-૨૪ અપીલમાં ચુકાદો આવ્યો. સજા કાયમ રહી.

૨૭-૧૦-૨૪ ગાંડપણનો ઢોંગ કરે છે. કોસ ખેંચતી વખતે કૂવામાં પડવા ગયો. કામ તરફ બેદરકારી દેખાડે છે. અંધારીમાં રાખવો.

૫–૧૧–૨૪ અંધારીમાં કપડાં પહેરતો નથી. હવાલદારને પાટુ માર્યું. દસ ફટકાની સજા.

૮–૧૧–૨૪ દસ ફટકા માર્યા.

૮–૧૧–૨૪ દવાખાનામાં દાખલ કર્યો.

૧૦-૧૧-૨૪ દવાખાનામાંથી છૂટો કર્યો.

૧૨-૧૧-૨૪ પાટીકામ પર મૂકયો.

૬–૧–૨૫ ત્રૈમાસિક માફી રદ.

૧૯–૧–૨૫ ઘેર કાગળ લખ્યો. ખુશીખબર.

૩–૨–૨૫ કામ કરતાં કરતાં ચાળા કરે છે. તાકીદ આપી.

૧૬–૨–૨૫ પાટી બગાડી. દસ દિવસ માફી કાપી.

૭–૩–૨૫ દવાખાનામાં દાખલ કર્યો. ગૂમડું.

૧૦–૩–૨૫ દવાખાનામાંથી છૂટો કર્યો.

૧૧–૩–૨૫ કારખાનામાં મૂકયો.

૧૩–૩–૨૫ ઘેરથી ખુશીખબરનો આવેલો કાગળ વંચાવ્યો.

૩૦–૩–૨૫ ફિતૂરી કરી. સાચેસાચ ગાંડો છે કે ઢોંગ કરે છે તે સમજાતું નથી.

૫–૪–૨૫ કમિટી આગળ ફિતૂરી કરી. તાકીદ આપી. અંધારી—ત્રણ માસ માટે. ખડા બેડી. કાંજી રેશન.

૨૩–૯–૨૫ બગીચા પાટીમાંથી ભાગવાની કોશિશ કરી. ખટલો.
૨૭–૯–૨૫ ભાગવાની કોશિશ કર્યા બદલ બે વર્ષની વધુ સખ્ત સજા.

......

૧૮-૧૨-૨૫ કારખાનામાં ખરાબ કૃત્ય કરવાની કોશિશ કરી. અંદર અંદર મારામારી કરી એક કેદીને ઇજા પહોંચાડી. ખટલો.
૨૫-૧૨-૨૫ કામ ચાલ્યું. જાસ્તી ગુજારવાની કોશિશ કર્યા બદલ વધુ એક વર્ષ અને ઇજા કર્યા બદલ વધુ છ માસની સજા.

......

૭–૬–૨૬ કારખાનામાં કેવી રીતે ચોરીઓ થાય છે અને કેવી રીતે માલ વેચાય છે એની ખબર આપી.
૮–૬–૨૪ ખાસ માફી ૨૦ દિવસ.
૧૨–૬–૨૬ સિંધી કેદીઓએ ચુગલીખોર ગણીને એને માર્યો. ઇસ્પિતાલમાં દાખલ કર્યો.
૧૫–૬–૨૬ આઈ. જી. સાહેબે ખાસ માફી આપી ૩૦ દિવસ.
૭–૭–૨૬ ઇસ્પિતાલમાંથી છૂટો કર્યો.

......

૯–૩–૨૭ એની પત્ની ગુજરી ગયાની ખબર આપતો પત્ર આવ્યો.
૧૦–૩–૨૭ મૂછ મૂંડાવવાની રજા આપી.

......

૧૫–૭–૨૭ વૉચમેન બનાવ્યો.
૨૧–૪–૨૮ બડા ફાટક પરથી દૂધ અને દવાખાનાની ક્વીનાઇન કેમ ચોરાય છે તે બતાવ્યું.
૨૨–૪–૨૮ ખાસ માફી ૪૦ દિવસ.
૧–૫–૨૮ વૉર્ડર બનાવ્યો.

......

૯–૪–૨૯ રાતે પહેરો ભરતાં ગફલતીમાં જણાયો. પાઘડી પટો લઈ લીધાં.

૧૬–૬–૨૯ ફિતૂરી કરતો પકડાયો. ટોપી લઈ લીધી. ચક્કરમાં પાછો મોકલ્યો.

૨૭-૧૧-૨૯ ચાર દિવસમાં આખી શેત્રંજી ઊતારી. ટોપી પાછી આપી.

......

૩૦–૪–૩૦ અંધારીના કેટલાક કેદીઓ સત્યાગ્રહી કેદીઓ સાથે ભૂખમરા કરવાના સંદેશા ચલાવે છે એવી બાતમી આપી.

૭–૫–૩૦ ભૂખમરાની હડતાલમાં ન જોડાયો અને વ્યવસ્થા જાળવવામાં ખૂબ મદદ કરી.

૧૦–૫–૩૦ પાઘડી પટો આપ્યાં.

૧૩–૮–૩૦ રાજદ્વારી કેદીઓ પર ખાસ દેખરેખ રાખવા બડા ચક્કરમાં મૂક્યો.

૨૭-૧૦-૩૦ 'નાઇટ વૉચમેન' બનાવ્યો.

૫-૧૧-૩૦ બાબા બૅરેકમાં મૂક્યો.

૧૨-૧૨-૩૦ રાજદ્વારી 'જુવેનાઇલ્સ' (બાવાઓ)ની ફરિયાદ પરથી ચક્કરમાં મોકલ્યો, તાકીદ આપી.

૮–૧–૩૧ સુબેદાર સાહેબનું અપમાન કર્યું. પાઘડી પટો લઈ લીધાં.

૧૩–૨–૩૧ છૂપી રીતે બીડીઓનો વેપાર કરતો પકડાયો. ૪૦ દિવસ માફી કાપી લીધી.

૩–૬–૩૧ હૉસ્પિટલમાં દાખલ કર્યો. તાવ.

૪–૬–૩૧ હૉસ્પિટલમાંથી છૂટો કર્યો.

૭–૪–૩૨ ...જેલમાં બદલી.

૧૦–૪–૩૨ પાઘડી પટો આપ્યાં.

૩૦–૯–૩૨ એના પહેરામાંથી કેદી નાઠા. પાઘડી પટો લઇ લીધાં.

૯–૧–૩૩ ફંડા કામ કરવા ના પાડી. આડા બેડી. અંધારી.

૧૫–૧–૩૩ અંધારીમાં સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબ સામે ગંદુ પાણી રેડ્યું.

૧૫–૧–૩૩ વીસ ફટકાની સજા.

૨૦–૧–૩૩ પંદર ફટકા માર્યા.

૨૦–૧–૩૩ ઇસ્પિતાલમાં દાખલ કર્યો.

૩૦–૧–૩૩ હસ્પિતાલમાંથી છૂટો કર્યો.

૩૧–૧–૩૩ બાર્ડીના પાંચ ફટકા માર્યા.

૩૧–૧–૩૩ હસ્પિતાલમાં દાખલ કર્યો.

......

૧૭–૯–૩૩ ચક્કરમાં ઝાડ પર ચઢી જઈ ભાગવાની કોશિશ કરી.

૨૮–૯–૩૩ ભાગવાની કોશિશ બદલ ૭ મહિના વધુ સજા.

૨૫–૨–૩૪ વૉર્ડર બનાવ્યો.

૩૦–૩–૩૪ બહાર ફાઈલમાં મોકલ્યો.

૧–૫–૩૪ ફિતૂરી અટકાવી. ખાસ માફી ૧૦ દિવસ.

......

૨૦-૧૦-૩૪ બહાર ફાઈલમાં સુંદર કામ કરે છે. વ્યવસ્થા સરસ જાળવવા બદલ ખાસ માફી ૨૦ દિવસ.

૬–૧–૩૫ આઈ. જી.ની માફી ૬૦ દિવસ.

......

૨૭–૮–૩૫ સુપ્રિન્ટેન્ડન્ટનો ઑર્ડરલી બનાવ્યો.

......

૧૦–૯–૩૫ ખાસ માફી ૨૦ દિવસ.

......

૨૧–૬–૩૬ પોતે જોખમ વેઠીને કેદીઓને ભાગતા અટકાવ્યા. ખાસ માફી...

......

૫–૪–૩૭ ખાસ માફી...

૬–૭–૩૭ ખાસ માફી...

૪-૧૦-૩૭ ખાસ માફી...



૯

# જીવન જાગ્યું

**હિમ્મત** જોઈ રહ્યો.

વિક્ટોરિયા ઊભી રહી, અને બાઈ નીચે ઊતરી. હાથમાં ચકચક થતો ચામડાનો બટવો હતો, તારા ટીપકીનો, પેલી દુકાનની કાચની બારી પાછળ ઓપતો હતો એવો સાળુ, પવનથી કે પછી આદતના જોરે માથું ઉઘાડું હતું, અલકલટ આવીને કપાળ પર ઠરી ગઈ હતી, અંબોડામાં માત્ર એક જાસુદનું ફૂલ ખોસેલું હતું, ગોરા અને ઘાટીલા હાથ પર સોનાની નાજુક બંગડી રણુકતી હતી.

પગથી પર ફૂલવાળીઓ અને ફળવાળાઓની હાટડી મંડાઈ હતી. બાઈને જોઈ પોતાની દુકાનદારી દાખવવા સહુ કોઈ અદાભર્યા અવાજે પોતાના માલની જાહેરાત કરવા લાગ્યા.

'વેણી'

'મોગરાની માળા'

'નાગપુરી સંતરાં'

બાઈની ચંચળ આંખો હસતી હસતી પોતાને જોઈતી વસ્તુને ઢૂંઢતી હતી. ઘાંટાઓથી તો ટેવાયેલી જ હશે, નહિતર આવી બેફિકરાઈથી અને આત્મવિશ્વાસથી કેવી રીતે વર્તે?

**હિમ્મત** જોઈ રહ્યો હતો, ઊંડી ઊતરેલી આંખથી એકી ટસે જોઈ રહ્યો હતો. ઊભા રહેતાં થાક લાગતો હતો એટલે તો પેલી દુકાનની ખાલી ભીંતે પીઠ ટેકવીને એ ઊભો હતો.

ચાર દિવસના કોરા ઉપવાસ? કાચો કોરો ય અનાજનો કણ મોંમાં નાખે ચાર દિવસનાં વા'ણાં વાયાં.

જેલખાનામાંથી બહાર પગ મૂકયે એક અઠવાડિયું થયું. પહેલે દિવસે જેલના રોટલા ચાલ્યા. ફૂટપાથ પર મીઠી નિંદર લેવાની હતી, કારણ કે પોતાનું કહી શકે એવું કોઈ ન હતું, અને એને પોતાનો ગણનારાં તો ક્યારનાં ય ધણીને દરબાર પહોંચી ગયાં હતાં. બીજે દિવસે સાંજના એક હેલપાટીના બે આના મળી ગયા. બે આનીને લાંબી ખેંચી ખેંચી બે દિવસના પૈડા પર પાટે ચઢાવી. પણ સમય અનન્ત અને બે આની–આઠ પૈસાનું શું ગજું? બસ, ત્યારથી નથી હેલપાટી, નથી કાંઈ ચાકરી અને નથી અનાજનો દાણો.

ભૂખની અને **હિમ્મત**ની આ કાંઈ નવી પિછાણ ન હતી. જન્મીને સાચી મૈત્રી **હિમ્મતે** કેળવી હોય તો તે ભૂખની જ હતી. અને એટલા માટે તો પોતામાં એને એક વસ્તુ પરમ પ્રિય હતી. અને તે એનું નામ, **હિમ્મત**. તે વિના ભૂખની આવી ગાઢ દોસ્તી થઈ જ શી રીતે શકે?

**હિમ્મત** બાઈને ખરીદી કરતાં જોઈ રહ્યો. ફૂલ લેવાયાં; ફળ લેવાયાં. બાઈને માલ વેચવાની હરીફાઈમાં સારી જેવી એક તકરાર પણ એ પગથી પર ભજવાઈ ગઈ. એની સરગરમી આખો દિવસ ત્યાં રહેશે.

એક ફૂલવાળીએ બીજીને કહ્યું: 'મારી શોક્ય!'

બીજીએ જવાબ વાળ્યો: 'રાંડ!'

બાઈના નાકનું ટીચકું ચઢી ગયું. બન્નેને છોડી એ ત્રીજી ફૂલવાળી પાસે ગઈ.

ફળવાળાએ દુનિયાદારી દાલવી: 'જાત બતાવે છે, કયો ઘરાક આવવાનો હતો?'

બાઈએ આ તત્ત્વજ્ઞાન સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. ફળ લીધાં પણ એની પાસેથી નહીં. અને સભ્યતાના દાવા સાથે ફળવાળો પણ કશું બબડ્યો.

બાઈની ખરીદી પતતી હતી. બટવામાંથી પૈસા કાઢી એણે બધાને ચૂકવી દીધા હતા. વિકટોરિયાવાળાએ બધું ગાડીમાં ગોઠવી પણ દીધું, અને બાઈ પણ જવાનું કરતી હતી.

ઝાઝા વિચારનો સમય **હિમ્મત** પાસે ન હતો. ચાર દિવસની ભૂખ છતાં એ તક જવા દેવા ન'તો ચાહતો. ઝડપભેર આવીને એ ગાડી પાસે ઊભો રહ્યો. બાઈ ગાડીના પગથીએ પગ મૂકતી હતી.

એક પળમાં શું થયું તે તો કોઈ નથી જાણતું. બાઈએ કહ્યું કે આ બદમાશે એનો બટવો ઝૂંટવવા તરાપ મારી હતી. **હિમ્મત** કહેતો હતો એ ખાલી ભીખ માગતો હતો. પણ આટલું એનું સાંભળ્યું ન સાંભળ્યું ત્યાં તો એને માથે પીટ પડી. જેના હાથમાં જે આવ્યું તે એના ઉપર વરસ્યું. ગાડીવાળાની ચાબુક, બાઈના બૂટની ઊંચી એડી, રસ્તે ચાલનારાઓનાં ગડદાપાટુ સહુ કશી નિસ્પૃહ સાધનાથી એમનું કામ બજાવી ગયાં.

**હિમ્મત**ને થયું કે પહેલી તકે અહીંથી ભાગવું જોઈએ, અને એ દોડ્યો, જાન બચાવીને દોડ્યો. પાછળથી 'ચોર, ચોર, પકડો'ની બૂમો આવતી હતી અને સામેથી આવતા કોઈક હાથ આડો કર્યો છે એમ જોઈ ધક્કો મારીને **હિમ્મત** દોડે જતો હતો. એક જ ખ્યાલ એના મનમાં ઘૂમતો હતો: પકડાવું ન જોઈએ. જેલખાનામાં જે વેઠ્યું હશે તે એ ખ્યાલને પ્રેરતું હતું કે એમાં માત્ર સંરક્ષણવૃત્તિ હતી તે કહેવું તો મુશ્કેલ છે. પણ એ દોડતો જ રહ્યો.

ગલીઓ પછી ગલીઓ વટાવી એ ક્યાંય દૂર પહોંચી ગયો, પણ પગ કહ્યું કરતા ન હતા, શ્વાસ ભરાઈ આવ્યો હતો. ખૂણો જોઈ એ પાછો બેસી ગયો.

એ જાતને મનાવતો હતો. દાનત જરાકે ખોટી ન હતી. ચોરી તો નથી જ કરવી. માત્ર હાથપગ ભેગા રાખવા, મૂઠી ધાન મેળવવા ખેરાત જોઈતી હતી. ભીખ માગવી હતી પણ લોક એને ભીખ આપવાને પણ તૈયાર ન હતા.

હથેળીથી એણે કપાળ પરથી પરસેવો લૂછ્યો. આંગળાની જાણે કાંસકી બનાવી એણે વાળ ઠીક કર્યા, અને જતા આવતાને એ જોઇ રહ્યો. દુનિયા એના તાનમાં મસ્તાન હતી. કેટલાક ચાલતા હતા તો એમના પગ ધરતી પર ટકતા ન હતા. કોક ચાલતા ન હતા, માથે પડેલી વેઠ ઊતારતા હતા.

જીવનચક્ર કોઈ સમજમાં ન આવે એવી તીવ્ર ગતિએ ચાલતું હતું.

નવરા શોખીન જેમ સૂરજ ડામર—સડકને ઘસી ઘસીને એમાં પોતાનો ચહેરો જોવા મથતો હતો.

કશોક અવાજ થયો અને હિમ્મતે ઊંચે જોયું.

ઘોડો લપસી ગયો હતો અને સડકસોતો પડ્યો હતો. ગાડીનો પુલ તૂટું તૂટું થતો હતો. હોહા થતી હતી. આજુબાજુ ફળ વેરાયેલાં પડ્યાં હતાં. ગાડીવાળો કૂદકો મારી નીચે ઊતર્યો હતો. ઘોડાને ગળેથી લાગલો જ એણે પટો છોડી નાખ્યો. ઘોડાએ નિરાંત અનુભવી અને પુલ પણ બચ્યો.

લોક જમા થયા હતા. કોક સડકનો વાંક કાઢતું. 'આ બધું ય આ ડામરને લીધે. બિચારું જાનવર!' કોક ગાડીવાળાને ટોકતું હતું: 'જરા જોઈને હાંકતા હો તો! મૂંગું જનાવર એટલે મારી નાખો.'

હિમ્મત આજુબાજુથી નજર વાળી પેલાં વેરાયેલાં પડેલાં ફળ પર દૃષ્ટિ ઠેરવી બેઠો હતો. 'નાગપુરી સંતરાં' શું સડક પર શોભતાં હતાં!

શો ય ખ્યાલ આવ્યો તે હિમ્મત વેરાયેલાં ફળ એકઠાં કરવા લાગ્યો. ખમીસના છેડામાં એકઠાં કરી એ ગાડી પાસે આવ્યો, અને એના મોંમાંથી એક સિત્કાર નીકળી ગયો. એ જ બાઈ!

બાઈએ પણ એના સામું જોયું અને ગાડીને અકસ્માત થયો ત્યારે ન'તી નીકળી એવી એક ચીસ એના મોંમાંથી નીકળી ગઈ. ખમીસના છેડામાં ગોઠવેલાં ફળ બાઈના પગ પાસે ઠાલવી હિમ્મત તુરત જ ત્યાંથી ખસી ગયો.

જીવનનો મોહ હતો કે મૃત્યુની ભીતિ હતી? હિમ્મત કશું નક્કી ન કરી શક્યો પણ એ ત્યાં ન થોભ્યો. એમ ને એમ એ ચાલ્યો. પગ ચાલવાની ના પાડતા હતા, પણ એ ચાલ્યો જ ચાલ્યો.

સુધરાઈના બંબે આવતું ધીકતું પાણી એણે ખોબો ભરીને પીધું અને બીજો ખોબો માથે છાંટયું. આંબલીને છાંયે એક ઠેલા ગાડી પડી હતી ત્યાં એ બેસી ગયો.

એને કશું સમજાતું નહતું. દુનિયા આખી કોઈ અજબ રીતે ચાલતી એને લાગી. દુનિયાની રફતારમાં પોતે કયાંય ગોઠવાઈ નથી શકતો એમ વારે વારે દુનિયા એને કહેતી હતી. ભૂખનો એટલો ભય રહ્યો ન હતો. એ તો રોજનું બન્યું. પણ એક ભલું કામ કરવાની પણ દુનિયા એને તક ન આપે એને શું સમજવું? દુનિયા એને કશું કહેવા માગતી હતી અને એ અક્કલહીણો એ સમજી ન'તો લેતો એવું કશું તો આ ન'તુંને?

એના ખભે એક થપાટ પડી અને એના ધોળા દિવસની સ્વપ્નલીલામાંથી એ જાગ્યો. આ તો પેલો પોલીસ. એણે જ પહેલાં મને પકડયો હતો ને!

'કેમ હિમ્મતીઆ, ક્યારે છૂટયો? શું કરે છે હવે? અને જો સાલા. હવે કાંઈ ચોરીબોરી કરી છે તો...'

પોલીસદાદાએ સફાઈપૂર્વક હવે એ ચોરી કરશે અને પકડાશે તો એનું શું થશે એ વિચાર કરવાનું હિમ્મત પર જ છોડી દીધું.

સહેજ મલકી હિમ્મતે એ ક્યારે છૂટયો હતો અને ચોરી નથી કરવાનો, પહેલાં પણ એણે કરી નહતી, એને માથે પડી હતી એ બધી વાત કરી.

'કાઢ બીડી, બાડી હોય તો.' પોલીસદાદા બોલ્યા.

બિચારો હિમ્મત! ક્યાંથી બીડી કાઢે?

'તો તો સાલા, તું ચોક્કસ ફરીથી ચોરી કરવાનો.' અનુભવનો નિચોડ પોલીસની જીભે આવીને બેઠો હતો. એમાં જેટલો 'ફરી' પર ભાર હતો એટલી જ ભવિષ્યવાણીમાં શ્રદ્ધા હતી.

એક ગાળ બોલી, ગળામાંથી થૂંકનો ગળફો કાઢી, પોલીસદાદા ફરી તાટકયા: 'તો સૂવ્વર, અહીંઆં કેમ બેસી રહ્યો છે? ચાલવા માંડ, ચાલવા માંડ.'

ચાલવા માંડ! ચાલવા માટે જરૂરી બે વસ્તુ. લાંબા ન ખૂટે એવા રસ્તા, અને તારા પગ. એ ક્યાં થસાઇને ઠીંચણે આવવાના છે?

હિમ્મત ચાલતો હતો. હજુ ય એને આ જીવનના ચક્કરભમ્મરમાં ક્યાં ય સૂઝ પડતી ન હતી. માત્ર એક વાત એના મન પર ઘણના ઘા દેતી હતી:

'આ બધામાં તારી કોઈ જગા નથી, કોઈ જગા નથી!'

જન્મીને જીવવાના એના યત્નમાંથી તારવી શકાય એવું એક આટલું જ ટૂંકું સત્ય હતું.

શહેર પાછળ રહી ગયું. પેલો ઈંટનો ભઠ્ઠો પણ ક્યાં ય પાછળ રહ્યો. પૃથ્વીના પેટાળમાંથી આવતી માટી અને એની પાકતી ઈંટો એણે કેટલી ય વાર જોઈ હતી. પણ ક્યાં યે એને પોતાના જીવન સાથે સંબંધ છે એમ લાગ્યું ન હતું. અત્યારે ય એમાં શું સંબંધ દેખાવાનો હતો?

ભાઠાની બાવળી આવી. નદીનો સાંકડો પટ પણ અહીંથી દેખાતો. પેલે કાંઠે ધોબીઓ ધોતા હતા. થોડે છેટે કોક ઋષિના નામ સાથે સંકળાયેલું સ્મશાન હતું.

છાંયડાવાળું ઝાડ જોઈ હિમ્મત બેસી ગયો. આથમણે પહોંચવા સૂરજ દોટ માંડતો હતો. એને ય કોકે 'ચાલવા માંડ, ચાલવા માંડ' એમ કહ્યું હતું? પગ લાંબા કરી એ ધૂળ અને ધૂણીની સૂરજ સાથે મંડાયેલી રમત જોઈ રહ્યો.

અચાનક એને લાગ્યું કે પાસેથી જ કશો અવાજ આવતો હતો. ઝાડવાં સહેજ દૂર કરી એણે જોયું. કોક બાઈએ સામેના ઝાડ હેઠળ કશું મૂકી દીધું અને દોટ મૂકી એ ત્યાંથી દોડી ગઈ.

હિમ્મતને એને ધાંટો પાડવાનું, પડકારવાનું મન થયું. બીજી ક્ષણે એવી પારકી પંચાતમાં ન પડવું એવું એણે મન સાથે ઠરાવ્યું. નિરાંતે બેઠો બેઠો એ પોતાની જિંદગી વાગોળતો હતો. કેવો ફક્કડ ખ્યાલ! જનાવરને માનવી કરતાં કેટલો મોટો લાભ!

માણસ કરતાં પોતે જનાવર હોત તો? કોકના ગુલામ બનવામાં ય, તનતોડ મજૂરી કરવામાં ય પેટ ભરવાની તો ખાતરી હતી! ક્યારેક કોક

સારો માલિક મળી જાય તો શેઠ—ગુલામના સ્થાને બીજો વધુ ખાનદાની—ભર્યો સંબંધ પણ બંધાય અને જળવાય.

અહીં તો માત્ર ચાલવા માંડ! ચાલવા માંડ!

ઝાડવાં પાછળ પાછો ખખડાટ થયો. ડોકું ફેરવી હિમ્મતે જોયું. વગડાનું કૂતરું પેલી પોટલીને ખેંચતું હતું.

કશા ય ઉત્સાહ વિના, હેતુ વિના એ ત્યાંથી ઊઠ્યો. એને જોઈ ને જ કૂતરું તો થોડે છેટે જઈ ઊભું રહ્યું. હિમ્મત એની તરસભરી આંખ જોઈ રહ્યો. પેલાં વેરાયેલાં ફૂળ જ્યારે પહેલાં એની નજરે પડ્યાં હતાં તે પળ એને યાદ આવી. કૂતરાએ પણ આવાં જ કશાં વેરાયેલાં ફૂલ દીઠાં, સૂંઘ્યા હશે?

કુતૂહલ એને ગલગલિયાં કરતું હતું. શું હશે તે કૂતરું ફંફોળવા આવ્યું હશે? ઊભો તો થયો જ હતો તો ચાલી નાંખ બે ડગલાં. ચાલવાનો કંટાળો કેળવે કેમ પાલવશે!

થોડે દૂરથી જ એને કશું લાલ લાલ દેખાવા માંડ્યું. પાસે જઈ એણે જોયું. પોટલીમાં એક બાળક હતું.

હિમ્મતને પોતાને ન સમજાય એવો રોમાંચ થયો. અનાયાસે અને અહેતુક એણે પેલી સ્ત્રી જે રસ્તે ગઈ હતી તે રસ્તે નજર નાખી. પછી જ એને ભાન આવ્યું કે એને ગયે તો વખત થઈ ગયો. નજરને પાછી એણે બાળક તરફ વાળી. બાળક તો જંપી ગયું હતું.

હિમ્મત બાળક પાસે ઊભડક બેસી ગયો. કેવું લાલ લોચા જેવું લાગતું હતું? જન્મે ત્યારે છોકરું આવું હોતું હશે? પોતે પણ...?

પોતાને જે રોમાંચ થતો હતો તે હિમ્મતને ન સમજાયો. બાળકને વીંટળાઈ વળેલી એની દૃષ્ટિ કોણ જાણે કેમ પણ એના પોતાના દેહ પર પણ ફરી વળી. કશી સરખામણી થતી હતી? કોણ જાણે.

જન્મ્યો ત્યારે એ ય આવો જ હશે ને, નાનો ઉંદરડા જેવો? લાલ લોચો, આંખનું ઠેકાણું નહિ.

કશી શંકા આવી તેથી હિમ્મતે બાળકના નાક આગળ આંગળી ધરી જોઈ. ધીરો ધીરો શ્વાસ ચાલતો હતો. કૂતરાએ માત્ર લૂગડું જ ખેંચ્યું હતું. બાળકને કશી અળવળ નહોતી પહોંચી.

સૂરજે જાણે બાળકને જોવા છેલ્લું ડોકિયું કરી જોયું.

હિમ્મત અને બાળક ભરી સૃષ્ટિમાં બે જ જીવ ત્યાં હતા. ના, પેલું કૂતરું હજુય પાસે જ પૂંછડાનું આસન કરી ઉપર બે પગ ટેકવી, બે પગ સાબતા ટટાર રાખી, મોં બહાર જીભ રાખી હાંફતું બેઠું હતું. હિમ્મતને જાણે પૂછતું હતું: 'તારું આ શું લાગે છે તે બેઠો છે? કૂતરાની જાતમાંય બીડનો કૂતરો ખરાબ. તો તું તો માનવી છે.'

હિમ્મતે પથ્થર ઉઠાવી કૂતરા પર ફેંક્યો, કૂતરું પાછું હટ્યું. યુદ્ધક્ષેત્ર છોડવા તો એ તૈયાર ન'તું, પણ આ માનવી એના સરસ શિકારમાં ભાગ પડાવવા માગે છે એટલું એણે સ્વીકારી લીધું.

બીજો પથ્થર, હોંકારો અને રણક્ષેત્રની ભાષામાં ચઢિયાતા બળ આગળ પીછેહઠ. જતાં જતાં કૂતરું આંખોથી ગાળ વરસાવતું હતું: જોઈ લઈશ! ક્યાં જવાનો છે બચ્ચા?

આથમણે આવીને એક ઝગમગતો તારો રમવા માંડ્યો. શહેર પરની ધૂણીની સેર, પાણીમાં બગલો એક પગે ધ્યાનસ્થ થઈ ઊભો રહે એમ, પાતળી સીધી સેર આકાશે પહોંચવા મથતી હતી.

સામે કોઈ કોકની ચેહ જલતી હતી. જવના દાણા જેવા લાગતા માનવીઓ રેતમાં વેરાયેલા હતા.

હિમ્મત બાળકને જોઈ રહ્યો.

શા લેખ લખાવીને આ અવતર્યું હશે? જન્મતાં જ જનેતાનો ખોળો છોડવો પડ્યો. શા માટે?

કંટાળીને જ પોતાને એ જાતના સવાલ પૂછવાનું હિમ્મતે છોડી દીધું.

પણ એનો પોતાનો ઇતિહાસ મન પર ફરી ફરી નિરખતાં એ પોતાની જાતને ન વારી શક્યો.

જીવને, દુનિયાએ પોકારી પોકારીને એને કહ્યું હતું કે એ એમના ગોળની બહારનો હતો. ત્યાં એનું કાંઈ પણ સ્થાન ન હતું.

આને તો જિંદગીની પહેલી જ ઘડીએ એને જણનારીએ જાકારો દીધો હતો.

જિંદગીમાં એને માટે શું હતું? દુનિયા એનો કેવી રીતે આવકાર કરવાની હતી?

કશી ઊંડેરી સમજથી હિમ્મતને લાગ્યું: આ જીવ કોઈ બીજો હિમ્મત થવા સર્જાયો છે. 'ચાલવા માંડ'ના હુકમો, 'ભૂખની દોસ્તી,' 'જીવન સાથે બાપ માર્યાનું વેર.'

પોતાને પણ અજાણ એવી આર્દ્ર, કરુણમધુર દૃષ્ટિથી હિમ્મત એ બાળકને જોઈ રહ્યો. કશી અણપ્રીછી આત્મીયતા એને સતાવતી હતી. પોતાનામાં કશો ન સમજાય એવો સળવળાટ એણે અનુભવ્યો.

વાડીઓ તારી નથી, ફળફૂલ તારાં નથી, માથે તારે છાપરું ય નથી. શું જોઈને અવતર્યો ભૂંડા!

અવતર્યો તો ય જીવતો શા સારુ અવતર્યો? પાપપુણ્યની તો મને ખબર નથી પણ...

શું થશે તારું?

હિમ્મત કંપી ઊઠ્યો. આ ફૂલ! અને દુનિયાનો તાપ.

સહુ કહેતા હતા જીવદયા એ પરમ દયા છે. પેલા સુકૃતના કરનારા તો જીવાતખાનાં નભાવે છે. ઢોરને સારુ પાંજરાપોળો બાંધે છે. માનવીને માટે?

ફરી હિમ્મતે બાળક સામે જોયું. ક્યાંકથી લાલ કીડીઓનું કટક આવી પહોંચ્યું હતું અને વ્યૂહ રચીને આક્રમણની તૈયારી કરતું હતું.

આને ઉગારવું? જીવાડવું? પણ જીવાડવું એટલે જ એને દુઃખી કરવા બરાબર હતું. જીવનમાં એને માટે નરકની યાતના સિવાય શું હતું? જિંદગીનો બોજો હલકો કરવાનું પરમ સાધન—પૈસો—તો એની પાસે ન હતો. ફેંકી દેવા જેવું એની આદમી તરીકેની કિંમત કોણ એને હાથ કરવા બેઠું હતું?

કઈ જીવદયા કહેવાય?

જીવને એને શીખવેલો બોધપાઠ હિમ્મતની સહાયે આવ્યો.

તને સુખી કરવાનો એક માત્ર ઉપાય હું જાણું છું, તને જીવતો ન રહેવા દેવાનો. એ જ પરમ સુખ છે. એ જ પરમ દયા છે.

હાથને અને મનને સ્વસ્થ કરવાના પ્રયત્નમાં જ એણે બાળકની ગરદન દબાવી દીધી.

પોટલી હાથ પર લઈ, તારાના તેજમાં એ નદીકિનારે એને દાટવા ગયો ત્યારે એને પોતાના જીવનથી પરમ સંતોષ લાગતો હતો: જીવનમાં કરવા જેવું એક કામ કર્યાનો, જાગેલા જીવનને સંતોષવાનો એક પ્રયત્ન.

શુક્રનો તારો હવે તો બીજા ગોઠિયાઓને શોધી લાવ્યો હતો. બધા જાણે ખોવાઈ ગયેલા સૂરજને શોધતા હતા. પેલે કિનારે ચેહ બળતી હતી. એક જળકૂકડી દૂરથી ચીંચીં કરતી ઊડી જતી હતી.

સ્થિર ડગલે હિમ્મત ચાલતો હતો.

જિંદગીનો બોજ કેટલો ભારે? મૃત્યુનો બોજ કેટલો હળવો...!



૧૦

# આઝાદ ખૂની

ડૉ. સફરીએ ડોકું ધૂણાવી ના પાડી ત્યારે મિ. શંભુશંકર દેસાઈના મોં પરનું આખું ય તેજ કોઈ કાળી વાદળી આડે છૂપાઈ ગયું. શી શી આશાઓ એમણે રાખી હતી? શી શી મહેલાતો એમણે મનમાં રચી હતી? તરક્કીની કયી સોપાને એમણે હિંમતભેર ડગ ધર્યાં હતાં!

અને ડૉ. સફરીની માત્ર ઇશારાથી દર્શાવાયેલ નાએ એ બધી તમન્નાઓ પર શિયાળાનું થીજાયેલું પાણી રેડ્યું. કિસ્મતની પણ કેવી નિરાળી દગલબાજી હતી?

મરતાં પણ માણસ એનો નિષ્ઠુર, અને માનવીને ઉપયોગી ન થવાનો જીદ્દી સ્વભાવ નથી તજતો! એને મરવું જ હતું તો પછી કોકના હાથે મરતાં એને શું થયું હતું? ગમે તે રીતે એ તો મરવાનો જ હતો અને મરતાં મરતાં ય એ મિ. દેસાઈની કામગીરીને થોડી જેબ આપી શક્યો હોત, એમની તરક્કીના માર્ગમાં થોડી મખમલ બિછાવી શક્યો હોત!

પણ એના અત્યારે ખ્યાલ કર્યે શું વળે? અત્યારે તો સાથીદારોની તાતાં તીર જેવા મજાક, ઉપરીની સરોષ દૃષ્ટિ, અને પેલા છાપાંવાળાઓની

લોકનું દિલ બહેલાવવા લખાતી લીટીઓ – એટલું જ આપણા નસીબમાં ને!
શું દુનિયા છે!

* * *

મિ. શંભુશંકર દેસાઈ પર હમણાં ગ્રહોની વક્રદૃષ્ટિ ચાલતી હતી. ક્રાઈમ બ્રાન્ચમાં આવ્યા બાદ એમના ત્રણે કેસમાંથી બેમાં આરોપીઓ નિર્દોષ ઠરીને છૂટી ગયા હતા અને ત્રીજો માનતો ન હતો. રોજ–બ–રોજ એમના હાથ હેઠા પડતા હતા. મારામારી એટલી જ થતી, ચોરી પણ થતી અને ખાતર પણ પડતાં. વાર તહેવારે ખૂન પણ થતું. પણ ન સમજી શકાય એવાં કારણસર શ્રી. દેસાઈને ક્રાઈમ બ્રાન્ચના ઇન્સ્પેક્ટર હોવા છતાં જશ મળતો નહિ. રાતના ફિચરની ચિઠ્ઠીઓ ન'તી પકડાતી: કે ન'તું એમનાથી પહેલવાનનું જાણીતું જુગારખાનું પકડાતું, અને જુસુબને ત્યાં પાડેલા દરોડામાં હાડકાં રંગાયા એ વધારાનાં!

મિ. શંભુશંકર દેસાઈ વ્યગ્ર હતા. ત્યાં અંધારી રાતે વીજળી ઝબકી જાય એમ આ 'કેસ' એમને હાથ આવી ચડ્યો. બીજું કાંઈ નહિ તો બાપકમાઈની મૂડી જેમ અતીવ વેગથી એમનાથી દૂરને દૂર દોડી જતી એમની પ્રતિષ્ઠા આડી એક પાળ તો બંધાશે! એવો એક આનંદપ્રદ ખ્યાલ એમના દિલને બહેલાવી ગયો.

એમના ખબરદાતાએ વહેલી સવારે એમને ખબર પહોંચાડ્યા કે બારીને આરે એક મડદું પડ્યું હતું. આજુબાજુ નદીની રેત ખૂબ ખૂંદાયેલી લાગતી હતી. મડદા પરનાં કપડાં પણ ચીરાયેલાં હતાં.

'વાતવાતમાં લોક હવે ખૂન જ કરે છે.' કપડાં બદલતાં પણ એમના મનમાં આ જ ધડ વળતી હતી. ખૂન!

અને પોતે ખૂનીને પકડશે, એને સજા કરાવશે, ગઈ આબરૂ પાછી મળશે, સાથીદારોની સતૃષ્ણ અદેખાઈને વેઠવાની નવી તાકાદ મળશે, રિપોર્ટમાં નામ આવશે, વગેરે વગેરે તો ઘણું બધું એમના દિમાગમાં આવી ગયું. કલ્પના, બેટાબેટીના પરિવારને સાથમાં લઈને એમના મનમાં વસવા આવી ગઈ.

અને એમણે ત્યાં જઈ જોયું. ખબરદાતાએ બરાબર જ ખબર આપી હતી. ત્યાં કશી ઝપાઝપીનાં ચિહ્નો હતાં. પંદરવીસ ફીટ આસપાસ

રેતી ખૂબ ખૂંદાયેલી દેખાતી હતી. મરહૂમનાં કપડાં પણ ચીરાયેલાં હતાં. ખમીસનું પહેલું બટન ઊછળીને નીકળી પડ્યું જણાતું હતું. આ રહ્યું એ બોરિયું. અને આ કોટનો કૉલર ? બરાબર જાણે કોઈની મૂઠીમાં સમાયો હોય અને ખેંચાયો હોય એમ જ હતોને ! અને એના ખીસામાં એક કોડી પણ નહતી. પેન્સિલનો એક ટુકડો, છાપામાંની 'જરૂર છે' 'આવશ્યકતા' છે, 'Wanted'ની જાહેરખબરોની કેટલીક કાપલીઓ—બેત્રણ નોકરોની જરૂરિયાતની—એક જમાઈની જરૂરિયાતની અને અને એકબે નોકરીની શોધની—એક મેલો ગંદો હાથ રૂમાલ, દીવાસળીનું પાંચ સળી સમેતનું ખોખું, અને એક પૂરાણી ડબ્બીમાં, અડધીપડધી પીધેલી પાંચસાત બીડીઓ. ખીસામાંથી નીકળેલી આ મૂડીની મી. દેસાઈએ પોતે કરેલી શોધ સહુ એક જ 'થીઅરી' તરફ આંગળી ચીંધતી હતી. મારામારી હતી, ખીસામાંથી માલમતા ગઈ હતી અને એક જાન અહીં ગયો હતો.

આ સંજોગોમાં તમે 'ખૂન' સિવાય બીજો કયો અભિપ્રાય આપી શકો ?

અને એમની 'થીઅરી'ને પુરવાર કરવા જ ન હોય એમ મરનારના ગળે ઉઝરડા જણાતા હતા. પંચક્યાસ માટે ભેળા કરેલા માનવસમુદાયના દેખતાં, ખબરદાતાની મદદથી જ્યારે એમણે મરનારનું માથું રેતી પરથી ઊંચું કરી પોતાના બે હાથમાં લીધું ત્યારે મરનારના નાકમાં વહી ગયેલા લોહીનો એક કાળો મેશ લિસોટો દાઢી લગી પહોંચેલો જણાતો હતો. અને નાક ફૂંગરાયેલું હતું.

પંચક્યાસ કરતાં એમના મનમાં જરાકે વસવસો નહતો કે આ ઠેકાણે કોઈ બદમખ્ત માનવીએ, કાયદો હાથમાં લઈ એક બીજા આદમીનો, એના ખીસામાં રહેલા થોડાક સિક્કા માટે જાન લીધો હતો. પંચની રૂબરૂ એમણે પેલું બટન અને લોહીથી કાળી બનેલી રેતી કબજે કરી. આરાનાં પગથિયાંથી ફૂટપટ્ટી લગાવી મડદા લગીની જગા માપી. ખૂંદાયેલી રેતીનાં પણ માપ પ્રમાણ લીધાં.

અને પગેરુને કયમ કરીને ભૂલાય ? અહીંથી જ આ ડગ નીકળતાં હતાં ને ? છેક પાણીની ધાર લગી. એમ જ ખૂની પલાયન કરી ગયો હશે. આ ચંપલ ? પગેરુમાં તો બરાબર બેસે છે. ખૂનીની જ ચંપલ !

શ્રી. દેસાઈના હૈયામાં એ વખતે પ્રગટેલી આનંદોર્મિને વર્ણવવા કોઈપણ ભાષાના શબ્દો કારગત નહીં થાય.

આ મડદાની આસપાસ જ શ્રી. દેસાઈનો કલ્પનાવિહાર ચકાવો લેતો હતો. એ હતું સૂર્ય અને પ્રતિષ્ઠા, તરક્કી, લાગવગ, હોંશિયારી, સહુ નક્ષત્રોની માફક એની આસપાસ ઘૂમતાં હતાં. આરા પાસે જ અટાટા વાવી ખાતા વાઘરીની ખાટલી પર એ મડદું પંચની રૂબરૂમાં મૂકીને હૉસ્પિતાલે દાક્તરી તપાસ માટે લઈ જતાં ય એમના દિલમાં કશા ય વસવસા વિના એક વાતની પૂરી ખાતરી હતી: આ ખૂન હતું. ખૂનનો હેતુ લૂંટ હતો. ગળું દાબીને આ માણસને મારી નાખવામાં આવ્યો હતો. અને એનો ખૂની નદી ઓળંગી પેલી બાજુએ દોડી ભાગ્યો હતો. દોડ્યો ન હોય તો આટલા ઊંડા ખાડા રેતમાં પડે ?

પણ શ્રી. દેસાઈનો મલકાટ તો બીજા કારણસર હતો. એમને પાકો વિશ્વાસ હતો કે આ 'બનાવ' એમના કોક પુણ્યકર્મને લીધે જ બન્યો હતો. નહીંતર ખૂન થયાના થોડા કલાકમાં જ એમને ખબર પડે અને કશા ય હારફેર વિના એમને ખૂનની આટલી વીગતો—નિર્મળ હકીકત—ક્યાંથી સાંપડે ? અને ખૂનીને પકડી પાડવા વિષે એમને જરાકે અંદેશો ન હતો. નદીની રેતમાં જ આવા હાથચાલાકીના ખેલ કરનાર ઘણાને એ જાણતા હતા. એમાંના જ કોકે આ કારીગીરી, એમના ઉપકારાર્થે કરી હશે. એને પકડતાં વાર શી ? રાતે પથારીમાં લોહી પીતા અને ઊંઘ બગાડતા માંકડને પકડતાં વધારે વાર થાય છે. આ તો જાણે એમની હથેળીમાં ઊભો ઊભો જાન બચાવવા અરજી કરતો હતો !

અને આ જીવ ! જીવતાં તો એને આવું બહુમાન મળ્યું હશે કે નહિ એ તો એ પોતે જ્યાં હોય ત્યાંથી પાછો આવીને સ્વમુખે આપણને ન સંભળાવે ત્યાં લગી આપણે જાણી શકીએ એમ નથી. પણ અત્યારે આ વણઝાર હૉસ્પિતાલે દાક્તરના હાથે શ્રી. દેસાઈના મત પર નિષ્ણાતી મહોર લગાવરાવવા જતી હતી ત્યારે ! આવું ને આવું બહુમાન મેળવવા એ જ કમનસીબે બીજી વાર આવી જ રીતે મરવાનું પસંદ કર્યું હોત. સગાંની ખાંધે ચઢી ઘણા સ્મશાને જાય છે. સ્નેહીનો ખભો થોડાને જ મળે છે; પણ બિલકુલ અજાણ્યા અને સમાનતામાં માત્ર માનવીનું શરીર જ

ધરાવનારાઓની કાંધ મેળવનારા તો કોક જ મૃત્યુ પામતા હોય છે! અને લોક બીજી રીતે જુઓ. જીવતાં પોતાનાં હાડકાં પાંસળાંની ગણતરી ઘણા ય કરાવરાવે છે. પણ અહીં તો ભવતરનો નકાબ ઊતારી નાખ્યા બાદ હાડકાં પાંસળાંને કુનેહભર્યા હાથની માવજત મળવાની છે. જીવનને રૂંધતા રોગની પરખ તો ઘણાયની થાય છે. પણ મૃત્યુ તો કોક મરજીવાનાં જ પરખાય છે. અને જીવતાં જીવત આ જીવને કાયદો અને વ્યવસ્થાના આદિ સંરક્ષકનું રક્ષણ સાંપડ્યું હશે એ તો અમે નથી કહી શકતા પણ અત્યારે તો શ્રી. દેસાઈ ચાર પોલીસ, બે સાદાં કપડાંમાં જાત ઢાંકતા અમલદારો અને પોલીસને રાજી રાખવા જોડે ચાલતા પંચના ચાર આદમી. આહાહા!! જનાજો શું, વરયાત્રા પણ આમાં તો શોભે!

ઇસ્પિતાલે પહોંચી શ્રી. દેસાઈએ ડૉ. સફરીની મુલાકાત લીધી અને પોતાના અનન્ય મૃત્યુની જાણ કરતું એ શબ રોગી, બરદાસી, વિદ્યાર્થી સહુની દૃષ્ટિવંદના પામતું ઇસ્પિતાલના ચોકમાં પડ્યું હતું. હોઠ આગળનો પેલો જામેલો લોહીનો લિસોટો માખીને આકર્ષતો જાણે જીવતર પર તિરસ્કાર વરસાવતો હતો, અને કેવી અદાથી એણે એની ગરદન જમણા ખભા પર ઝૂકાવી દીધી હતી!

આટલા ચોકીપહેરા છતાં ય એક સાહસિક સમડી એની આંખે ટોચો મારી ગઈ. ડૉક્ટર કામમાં હતા. પોલીસ કામગીરીનો થાક ઊતારતા હતા.

છેવટે બળબળતે બપોરે ડૉ. સફરીને ફુરસદ મળી. વિદ્યાર્થીઓના ટોળામાં લગભગ લપાઈ ગયેલા એ લાગતા હતા. મડદું મડિયાખાનામાં દાખલ થયું.

પોલીસે કશા ભૌતિક જાદુથી પેદા કરેલી ખુરશી પર બેઠા બેઠા શ્રી. શંભુશંકર દેસાઈ કલ્પનાવિહાર કરતા હતા. એમના હાથ નીચે આવી ગયેલા ઘણા ગુનેગારોના ચહેરા એમના મનપટ પર છબી ફેંકી ગયા. કેટલાક તો આમ કરી જ ન શકે. કોક તો શહેરમાં ન હતો. હા, પણ આ ચારપાંચનું ઝૂમખું હતું. એવાઓની જ કારીગરી હશે આ. અને જ્યાં ડૉક્ટર એક વાર પ્રમાણપત્ર આપે એટલે આજ સાંજ લગીમાં તો પૃથ્વીના પેટાળમાંથી પોતે ખૂનીને પકડી પાડશે. અને પછી તો...

અરે ભાઈ, તરક્કી ન થાય તો કંઈ નહીં. બઢતી ન મળે તો ય વાંધો નહિ. રિપોર્ટમાં નામ ન ચઢે તો કાંઈ દુનિયા ઊંધી નહિ વળી જાય. પણ આ જરા આબરૂમાં ગોબા પડવા માંડ્યા છે એ તો અટકશે. એકલે હાથે આખી તપાસ એમણે જ કરી હતી. ખૂનીને જેર કર્યો હતો. એમને આમ પોતાના કામમાં મોટું લાવલશ્કર વીંટાળવાની આદત જ નથી. બધું એકલે હાથે જ કરે છે. હાથમાંની સોટી એમણે ગેલમાં આવી જોડાના તળીએ ત્રણ વાર ફટકારી નીચલા હોઠના સહારે એમણે જલતી સિગારેટને ટેકો દીધો અને ઝીણી આંખે એ મડિયાખાનાને જોઈ રહ્યા. આશાને મૂર્તરૂપે જોવાનું અનોખું સદ્‌ભાગ્ય આજે એમને લાધ્યું હતું. એને નજર બહાર જવા દેવા એ તૈયાર ન હતા. એ મરણ પર જીવનનું મલોખું રચાયું હતું. મડિયાખાનાની ઈંટ પર જીવતરનો મહેલ મંડાયો હતો.

આતુર જીવે ડૉ. સફરીને એ મડિયાખાનામાંથી બહાર નીકળતા જોઈ રહ્યા. એમનો હાથ જાણે ખૂનીની ગરદન જ ન હોય, એમ સોટી પરના લખોટા જેવા ગોળા પર વીંટળાઈ વળ્યો હતો. ડૉ. સફરીનું પગલું જેમ જેમ એમની પાસે આવતું ગયું તેમ તેમ એમના પંજાએ પણ જોર પકડયું અને જાણે ખરો ખૂની એમની પકડમાંથી છટકી જવા ચાહતો હોય અને એ જોસબંધ ભીંસ દે એમ જ એમની સોટીએ એમનો પંજો રહ્યો. આ જ ખ્યાલમાં એ તુરત ને તુરત ડૉક્ટર પાસે જવાનું પણ વીસરી ગયા.

અને જ્યાં એમની ચાર આંખો માળાના મણકા જેમ એકએકની મળી ગઈ ત્યાં તો ડૉ. સફરીએ ડોકું ધૂણાવી ના પાડી. શેની ના પાડતા હતા ડૉક્ટર ?

અધીરા જીવે શંભુશંકર ડૉક્ટર પાસે પહોંચ્યા.

'ખૂન નથી, મિ. દેસાઈ! બિચારો ભૂખનો માર્યો મર્યો છે.'

શંભુશંકરના પગ નીચેથી ધરતી સરી ગઈ. સોટી પરની મૂઠ આપોઆપ ખૂલી ગઈ.

અને ખૂની આઝાદ બનીને કાયદા અને વ્યવસ્થાના સંરક્ષકોની નજર તળે જ ફરતો રહ્યો.



૧૧

# મૂઠી ચોખા

એક કલાક, બે કલાક, ત્રણ કલાક.

સૂરજ માથે આવ્યો છે. પસીનાની બૂ જ્યાં ત્યાંથી આવે છે. હારમાં એક પછી એક ઊભેલા લોક મીટ માંડી માંડીને દુકાન તરફ જોઈ રહે છે. લાંબી કતારમાં છેવાડે આવેલાને તસલ્લી હોય તો એટલી જ છે કે દુકાન હજુ ખુલ્લી છે. પેલું બહાર લટકાવેલું પાટિયું હજુ ઊપાડી લેવાયું નથી. દુકાન હજુ ખુલ્લી છે. આશાની જ્યોત હજુ જલે છે.

થોડું વધુ તપ અને આઠ આનાનું અનાજ.

થોડી વધુ વાર અને દિવસનો પહેલો કોળીઓ.

અનુભવે એક નવી વાત શીખવી છે. ભૂખ ભૂખને મારે છે. ભૂખનો ઉપાય ખોરાક હતો. આજે ભૂખનો ઇલાજ ભૂખ અને વધુ ભૂખ છે.

'કેટલી વાર ?'

'ના ના, તમે તો બધું કામ ઘડિયાળને ટકોરે જ કરતા હશો !'

'જોયા પેલા ? એમ ને એમ ઘૂસી ગયા.'

'કોકના સગાવહાલા હશે!'

'નહીં તો વધુ બોલકા હશે.'

'હાસ્તો. એ તો બોલે એનાં બોર વેચાય.'

રોકડા આઠ આના અને પેલું વાદળી પતાકડું—ભૂખ્યાની સેનાનો વિજયધ્વજ.

'હાર ન તોડો.'

હવામાં લાઠી વીંઝાય છે. ક્યાંક તડાતડી બોલે છે. કોક ગાળગલોચ કરે છે. કોક થાકેલા પગમાંથી એકને વિશ્રાંતિ આપે છે—રામનું રટણ કરતા ઊભા રહેલા ભરતની યાદ આપતા એક પગે કોક ઊભા રહે છે. રામનાય રામ, ભગવાનના એક માત્ર અવતારરૂપ અનાજને પામવા એટલું તપ તો કરવું જ પડે ને! 'ભૂખ્યાના દેશમાં ભગવાનને ય અનાજના અવતારે અવતરવું પડશે.'

પણ ભગવાનનું નામ ક્યાં દેવું?

'સાલે પૈસેવાલે હો ગયે!'

હાર બહારના બોલે છે. કતાર પર કરડામાં કરડી નજર નાખનારા એ છે. કતારવાળા દુકાન ખૂલે તે પહેલાં કલાકોથી આવીને પોતાની જગા 'રિઝર્વ' કરાવે છે. ભૂખના નાટકમાં આગલી જગા મેળવવા, અનાજનાં પ્રથમ દર્શન પામવા એટલું તો કરવું જ પડે ને!

પણ એમની પાસે બે વસ્તુઓ છે: એક તો પેલું વાદળી પતાકડું અને બીજું આઠ આના. સ્વર્ગની ચાવીઓ, જાણે! પ્રભુદર્શનનો પરવાનો!

આમની પાસે એ નથી. સસ્તામાં સસ્તી એમની મજૂરી લેવા ય કોઈ પાસે કામ નથી. કોડિયાના તાપે ઠંડી ઊડાડવા જેટલી ય એમની પાસે આમ નથી.

આખા ગામમાં ફરવાની બાદશાહી એમની છે. નજરથી જોઈ જોઈ પેટ ભરી લેવાની સહૂલિયત એમની છે. અને આટલું જેને મળ્યું છે એને બીજા શેની પરવા હોવી જોઈએ?

કતાર અનંત છે. કતાર અને દુકાન બન્ને પર ચોકી રાખતા કાયદો અને વ્યવસ્થાના રક્ષકો પૂરેપૂરા સજાગ છે. પણ આમને તો આઝાદી મળી છે.

કતારને જુઓ, દુકાનને જુઓ, દુકાનમાં દેખાતા પેલા અનાજની ગૂણીઓના ખડકલાને જુઓ, હવામાં અને કોકવાર કોકને બરડે વીંઝાતા સોટાઓને જુઓ. મન ભરો, પેટ ભરો.

રોજી છે ત્યાં પૈસા છે. પૈસા છે ત્યાં અનાજ છે. પૈસા છે ત્યાં ભીખની જરૂર નથી. અને છતાંય ક્યારેક જરૂર પડે તો ભીખમાંય બરકત છે. પૈસા, રોજી, અનાજ.

વ્યવસ્થાની જાળવણીનો ભાર વેઠનારાઓને માથે આ સહુથી કપરો ભાર છે. ન વેઠાય એવો બોજો છે. દુકાન એમનો કિલ્લો છે. કતાર એ કિલ્લા ફરતી ખાઈ છે.

પણ આ ન–રોજિયા ન–આઠઆનિયા ? એ તો દુશ્મનદળ છે. એમને છેટા અને છેટા જ રાખવા જોઈએ.

વાદળી પતાકડું બતાવી, આઠ આના આપી, પડીકું સંભાળપૂર્વક પછેડીમાં બાંધીને જનારા પર આંખોથી અને જીભેથી હજાર શાપ વરસે છે. કોક બાંગડ સામા ગાળ દે છે. કોક પાણીપોચો બીકનો માર્યો દોડી જાય છે. કોક સંતોષી જીવ આકાશ તરફ આંગળી ચીંધે છે.

ઘડિયાળના કાંટા અવિરત ફરે જાય છે. કતાર તો એવી ને એવી જ લાગે છે. સમુદ્રમાંથી બે છાલિયાં પાણી ઉલેચાયું તોય શું અને ન ઉલેચાયું તોય શું ?

સૂર્ય માણસને બરાબર તાળવામાં કિરણખીલો મારી ભોંય સરસો જડી દે છે. એના પડછાયાનેય ઝાઝી જમીન રોકવાનો હક્ક નથી રહેતો.

પેલું પાટિયું ઊતારવા હાથ લંબાય છે. કૈંકની આશાદોર છિન્નવિચ્છિન્ન થઈ જાય છે. આશાની ઈમારતોને તોડતો હાથ—

એક સાથે અવાજ ઊઠે છે. અવાજની આર્દ્રતા પરખાય છે પણ એના શબ્દો પારખવા મુશ્કેલ છે. અનેક જીભે ઉચ્ચારાયેલા અનેકવિધ શબ્દો જાણે એકબીજાનો છેદ ઉડાવી દઈ માત્ર અવાજ બની રહે છે.

ફિકર, ચિંતા, નિરાશા : પગ ભાંગી જાય છે, આખું જીવનતત્ત્વ હણાઈ જાય છે. કોક ફિલસૂફીના કૂચા આગળ ધરે છે. નિર્વીર્ય ગુસ્સો પામરના પ્રતિકાર જેવો હવાને ભરી દે છે. બાપડો માણસ, રમતના

નિયમનો જાણકાર હોવાના દાવને આગળ કરી પરોઢના પગલાં ભરે છે. લાંબે રાગડે ગવાતાં ચુલબુલિયાં ગીતોમાં એને રસ નથી રહેતો. પૃથ્વી પરના સ્વર્ગનો એનો ખ્યાલ જાણે પળપળમાં પલટાઈ જાય છે.

પેલા દુશ્મનદળમાં એક હાસ્યલહરી આવી જાય છે. આમનો પરાજય, આમની માનહાનિ અને આમનો તેજોવધ એ જ જાણે એનો વિજય ન હોય!

દુકાન બંધ થાય છે, કતાર વિખરાય છે, કાયદો અને વ્યવસ્થાના રક્ષકો થોડાક જોરથી હોંકારા કરતા કિલ્લા નજીક પહોંચે છે. અને શહેરનાં સરતાજો નગરચર્યાએ નીકળી પડે છે.

રોજી, રોટી શોધતા દિવસ અને તારા વીણતી રાત. લાંબી લાંબી સડકો. આ પગને કશો જંપવારો નથી. એને કશો થાક નથી. ફર...ફર..., ફર.

સૂરજ એમની રહીસહી સૌમ્યતાને શોષી લે છે, અને એમને એ સૌમ્યતાની જરૂર પણ કયાં રહી છે? આંખોનું નૂર શુક્રની તેજધારા સાથે હોડમાં નથી ઊતરતું. મંગળનો બળતો અને બાળતો તપતો અંગારો એનો આદર્શ બને છે. આંખના કૂવા ભલે ને ઊંડેરા જતા રહે!

દિવસ–રાત, રાત–દિવસ કતાર અને કતાર. વાદળી પતાકડાં અને વીંઝાતી લાઠી...ફર...ફર...ફર....

અને એમ ફરતા ફરતા પગ ભેગા મળે છે. પગને સહારે ઊભવા મથતું પેટ અને પેટના પૂકારની વાચા ભૂખ એમને એક દોરે બાંધે છે. આંખોથી અનાજ ખાતા ટોળામાં કાયદો અને વ્યવસ્થાના રક્ષકોને ક્રાન્તિનો આભાસ થાય છે. લાઠી વીંઝાય છે.

અને આખરે તો આ બધા ય ભૂખ ભાંગવાના જ ઇલાજ છે ને! લાઠીની ય ભૂખ સંતોષાય, એને ય ભર્યા પેટનો, જીવ્યાનો, આનંદ મળે તો શું ખોટું છે!

પણ આ દુશ્મનદળ તો હટતું જ નથી. હવે?

કોણે એમને ગુરુમંત્ર આપ્યો એ તો કોઈ જાણતું નથી: પણ આખા ગામના ફરતા પગ અહીં જ જમા થાય છે. દિવસનો એક માત્ર

કાર્યક્રમ પૂરો પાડવા જાણે ભગીરથ પ્રયત્ન કરે છે. આંખના ઊંડા કૂવામાંથી ડોકાતી ઝીણી ઝીણી નજર એક જ લક્ષ્યને વીંધતી લાગે છે.

કાયદો અને વ્યવસ્થા આ સ્થિર નજરથી ભડકે છે. વ્યવસ્થા જોખમાતી લાગે છે, કાયદો ભયમાં છે.

પાટિયું લઈ લેવાય છે. દુકાન બંધ થાય છે. કતાર જિંદગીના એક માત્ર શેષોચ્ચાર અવાજને જન્મ દેતી વિખરાય છે.

પગ અને પેટનું પોટલું ત્યાં જ જડાયું છે.

અને અચાનક ક્યાંકથી અવાજ આવે છે. કોક કહે છે કે દુકાન લૂંટાઈ. દોડાદોડ કરતા ઘણા પગ ત્યાં પહોંચે છે. સહુનું લક્ષ્ય એક જ માત્ર છે. કોક જબરો એકલે હાથે થેલો ઉપાડતો દેખાય છે. બીજો કોક એને ઊથલાવી દઈ એ જ થેલો પડાવવા પ્રયત્ન કરે છે. અવાજ...અવાજ. દોડ...દોડ. પોતાને ઉપદ્રવમાં પડેલા માનતા જીવ ઝટપટ ત્યાંથી અલગ થવા દોડે છે. 'હાથમાં એટલું બાથમાં' માનનારા પણ જિંદગીની ફિલસૂફીને અમલમાં મૂકતા દોડે છે. કાયદો દોડે છે. વ્યવસ્થા દોડે છે. ભૂખ મોટી મોટી ડાંફ મારે છે.

પણ ત્યાં તો એક સોપો પડી જાય છે. બધા અવાજને આવરી લેતા અવાજ આવે છે. તપતા સીસાની વર્ષા થાય છે. કોક ત્યાં જ જડાઈ જાય છે, કોક ગોઠણભેર આગળ મોંએ પડે છે, કોક પડખાભેર લેટી જાય છે. ગોળીબાર અને સિત્કાર. આહ ! સડક તો જાણે કોક અણઘડ રંગારાને હાથે રંગાયેલી ચૂંદડીની બાંધણી હોય એમ લાલ લાલ લોહીથી રંગાય છે ! ભૂખે લોહીનો રંગ નથી બદલ્યો.

અવાજ ચાલ્યો જાય છે, ફર ફર થતા પગ જંપી જાય છે. કશી અકુદરતી શાંતિ ત્યાં ઘર કરવા આવે છે. અને એ શાંતિની હકૂમત ન સ્વીકારતા હોય એવા પ્રાણપૂકાર સંભળાય છે. કોક એનાં માબાપને યાદ કરે છે, કોક વળી ઈશ્વરને સ્મરી લે છે, કોકને એવાં આવરણો નથી. એ માત્ર ઘાને અવાજથી ચાટવા મથતો હોય એમ આહ જ ઉચ્ચારે છે.

પણ એમને તો સડક એ જ સાચું શરણું હતું. એમની નિર્બંધ અહેતુક ફરફરને એ જ સહી લેતી હતી ને! ને એણે જ આજે એમને સોડ દીધી ને!

ધાનના ઢગલા ય જ્યાં ત્યાં વેરાયા છે અને ધાનના કણ જેમ માનવી ય વેરાયલા પડ્યા છે. સફેદ સફેદ ચોખા ઉપર લાલ લોહીના છાંટા કેવા સુંદર શોભે છે! કૈલાસની શોભાનાં વર્ણન વાંચનારાને આ સોહામણાં, વામણાં છતાં ય જીવન્ત કૈલાસ નજરે ચઢે તો!

આ નાટકને તમામ શુદ લખવાનું હજી બાકી છે. નિર્દય–દયાને હજુ એનો ભાવ ભજવવાનો બાકી છે. તાટસ્થ્ય અને સ્થિતપ્રજ્ઞાના પરમ ઉપાસકો આવે છે. લોચાઈને પડેલા માનવઢગને એ એક એક ફરી ઝોળીમાં નાખે છે આંખના ખાડા અને પેટના માગને એ જાણે શૈયા પર સુવાડે છે.

અને એ છેલ્લું મડદું છે. દુકાનના છેક ખૂણામાં એ પડ્યું હતું, ચોખાની એક ગૂણને બાથ ભીડીને. મૃત્યુના પરમ બળથી એણે એ બાથ ભીડી હતી. ભર્યા પેટના શૌર્યથી ત્રણ માનવીઓએ એ બાથ ખોલી નાખી. થેલાને મોંમાંથી ઊગારવા બદલ ગજરાજે જેમ પાડ માન્યો હતો એમ જ એ કહેત.

બાથ ખોલાવી એને સીધો લંબાવવા ગયા તો એના મોંમાંથી ચોખા નીકળી પડ્યા. બરડામાંથી પેઠેલી બે ગોળીઓ તો ચોખાના થેલામાં સમાઈ ગઈ હતી.

સૂરજ બધું જોવા પોતાની જાતને ટેવ પાડે છે. મડદાં વીણાતાં એણે જોઈ લીધાં. એ જ સ્થિતિપ્રજ્ઞાથી એણે વેરાયેલા કણને ભેગા થતા જોયા.

ફરીથી કયારેક કોકવાર...એવી જ કતાર, એમ જ હરફર.



૧૨

# મૂંગો માગે છે ત્યારે—

**અ**દાલત ઠઠોઠઠ ભરાઈ હતી. કાયદો અને વ્યવસ્થા તો હાજર હોય જ. પણ આજે તો ત્યાં શિષ્ટ સમાજના સ્તંભો ય મુકદ્દમાની સુનાવણી માટે આવ્યા હતા. ધર્મચુસ્ત શેઠિયાઓ સાથે સમાજસેવકો પણ ત્યાં હાજર હતા. સહુ એક જ અવાજ કાઢતા હતા. પૂરો કળિકાળ આવ્યા વિષે એમને જરા ય શંકા, હવે રહી ન હતી. વાડ વેલાને ગળે એવી વાત તો એમણે પુસ્તકોમાં વાંચી હતી અને કથાઓમાં સાંભળી હતી. પણ આ તો એથી યે આગળ વધેલી વાત ને? સાતઆઠ વર્ષની નમાયી છોકરીને, પોતાના હાથે જ યમસદન પહોંચાડવાની કોશિશ કરી શકે એને તે બાપ કહેવો કે રાક્ષસ? અને પાછો પોતે ય ફાંસો ખાવાની તૈયારીમાં હતો—કોઈ તો કહેતું હતું કે પોલીસે એને લટકતા દોરડાને છેડેથી જ બેભાન અદ્ધર લટકતો ઊતાર્યો હતો!

'એવાને તો ફાંસીની જ સજા થવી જોઈએ' મતપ્રદર્શનનો પ્રસંગ આવતાં આવો દૃઢ અભિપ્રાય, સમાજના તૂટી પડતા આસમાનને ટેકો દેવા રમતો મૂકાતો અને કૃષ્ણની ટચલી આંગળીએ તોળાયેલા ગોવર્ધનનો બોજો પોતાના ઉપર પણ હોય એમ દાખવવા ગોવાળોએ

જેમ હવામાં હાથ ઊંચા કર્યા હતા એમ સહાયક-પૂરકોના અવાજ પણ આ અભિપ્રાયને–સમાજની અગત્યને પીઠબળ દેતા હતા.

બંધવો અદાલતમાં આવ્યો ત્યારે કેટલીય જોડ આંખ એના સામે અનિમેષ જોઈ રહી હતી. પાતળા કાંઠાનો હોવાથી બંધવો વધુ ઊંચો લાગતો હતો. એના બન્ને હાથ દોરડે બંધાયેલા હતા અને એના છેડા સાહીને પાછળ સિપાહી આવતો હતો. પાછળ જ ચમકચમક થતી સંગીન આવતી હતી. બંધવાએ તો એની નજર ધરતી પર જ જડી દીધી હતી. અને એ ઢળેલાં પોપચાં તથા ઉપસી આવેલાં હાડકાં કશી અવનવી મુખાકૃતિ ખડી કરતાં હતાં..

સરકારી વકીલે બધું ય બ્યાન રજૂ કર્યું જ હતું. છોકરીને કેવી રીતે આ બંધવાએ ઊંચકીને કૂવામાં નાંખી અને પછી ઘેર આવી મોભે દોરડું બાંધી ફાંસો ખાવાનો યત્ન કર્યો અને છોકરીની રાડો સાંભળી લોકોએ એને બહાર કાઢી અને ઘેર લાવતાં આને અદ્ધર લટકતો જોયો, અને કેવી રીતે એને નીચે ઊતાર્યો અને પોલીસ આવી વગેરે હકીકત ઊધઈના ઉદ્યમથી અને પતંગિયાની રસિકતાથી એમણે કહી. સાક્ષીઓ પણ આવી જ સાહેદી આપી ગયા હતા. ખુદ એની છોકરી પણ છેક ઇસ્પિતાલમાંથી આવીને આ જ વાત–કૂવામાં નાખ્યાની–કહી ગઈ હતી.

આજે પણ બંધવો એક અક્ષર ન બોલ્યો. પોલીસે એને હાથ કર્યો ત્યારનો એ એક અક્ષર બોલતો નથી. જાણે મૂંગોમંતર થઈ ગયો ન હોય! એક પણ સાક્ષીને એક પણ સવાલ એણે પૂછ્યો નથી અને 'ગરીબોના વકીલો' માંથી એકને અદાલતે એનો મુકદ્દમો સોંપ્યો એની સાથે ય એક અક્ષરની લેવડદેવડ નથી કરી. આખોએ વખત એની નજર કાં તો ન્યાયાધીશના મેજ આડે જડાયેલા લાલ લૂગડા ઉપર જ જાણે જડાયેલી રહેતી હતી. કોકવાર એ કશી વાત આવતાં મલકી લેતો અને કોકવાર નિસાસા નાખતો.

મુકદ્દમાનું ચોકઠું સાબૂત હતું એટલે સરકારી વકીલે એમના ભાષણમાં વિદ્વત્તા, સમાજ પ્રત્યેના ઉત્તરદાયીત્વના વિચાર, વગેરે આણવા માંડ્યું.

'માણસ એટલે કુદરતનું પરમ સર્જન. એને માથે એ દૃષ્ટિએ પ્રાણીઓ કરતાં જવાબદારી પણ વધુ છે. સમાજનો રથ જરા ય રોકટોક વિના ચાલ્યા કરે, અને સમાજની સંસ્કૃતિ ડગલે અને પગલે આગળ વધ્યા કરે એ જોવાનું એનું કામ. આ માટે એને થોડાક કુદરતી કાનૂન પાળવાના અને પળાવવાના રહે છે. વ્યક્તિ અને વ્યક્તિ વચ્ચેના સદાચાર અને નીતિમય વ્યવહાર મુજબ ચાલવાનું હોય છે. આ જવાબદારી સમાજે, કુદરતે, ઈશ્વરે એના શિર પર મૂકી છે.

'અને સાહેબ, આ બંધવાને જુઓ. ઝાઝી વાત કરીને નામદાર અદાલતનો અમૂલ્ય સમય બગાડવાની જરૂર નથી. પણ એના ગુન્હાહિત કાર્યથી એણે માણસ તરીકે જીવવાનો હક્ક ગુમાવ્યો છે. એક આશાભર્યા ઊછરતા આત્માને ગૂંગળાવી લેવાનું—સમજણપૂર્વક, પૂરા સાનભાનમાં મારી નાખવાનું—કામ એણે કરવા ધાર્યું હતું. અને એ તો માનતો જ હશે કે એમાં એ સફળ થયો હતો! છોકરીની જિંદગી બચી ગઈ એ આનંદવા જેવી વાત હોવા છતાં ય કાયદાની નજરે ગૌણ વસ્તુ છે.

'અને નામદાર, એ એટલી જ ગૌણ વસ્તુ છે કે આ બંધવાનો આત્મહત્યા કરવાનો યત્ન પણ નિષ્ફળ ગયો. અગત્યની વસ્તુ એ છે કે જે વસ્તુ એને વિશ્વાસપૂર્વક જતન કરવા અને ખિલવવા સોંપવામાં આવી હતી તેનો એ નાશ કરવા બેઠો! હું એની માનવ–જિંદગીની વાત કરું છું. કાયદો અને ધર્મ–નીતિ બન્નેની નજરે આ એક ભયંકર કામ છે. અને એટલી ભયંકરતા ઓછી પડતી હોય એમ ઠંડી ગણતરી એમાં એણે ઊમેરી છે. નામદાર, આથી વધુ ભયંકર વસ્તુ કંઈ હોઈ શકે?

'મારા વિદ્વાન મિત્રે, બંધવો કંઈ બોલતો નથી, એ વાત પર ભાર મૂક્યો છે એ વ્યાજબી છે. આવો ભાર એમણે મૂકવો જ જોઈતો હતો. માણસને આત્મા જેવી વસ્તુ હોય છે. ગામની ગટરોમાં આથડતા માનવીને ય ક્યારેક અંતરાત્માનો ઝીણો એકાંતિક અવાજ સંભળાય છે. અને નામદાર, એ ઝીણો અવાજ માનવીને એના હરેક કૃત્યના સારાસાર, ન્યાય–અન્યાયનો ફેંસલો સંભળાવે છે. એ અવાજ આ બંધવાએ પણ સાંભળ્યો છે. અને એના પોતાના ગુનાની ભયંકરતાની

કબૂલાત જ એને મૂંગો રહેવા પ્રેરે છે. આવો મૂંગો એકરાર ન્યાયનું કામ હળવું બનાવે છે.'

પછી થોડી કાયદેબાજી આવી. કલમો, ધારાનોંધો વગેરે ઉકેલાયું. અને અસરકારક ધડો દેવા યોગ્ય સજાની માગણી કરી સરકારી વકીલે પાછું આસન શોભાવ્યું. વકીલમંડળે અને શિષ્ટ મંડળીએ ધન્યવાદ આપ્યા.

ન્યાયાધીશે ગળું ખંખેર્યું. ચશ્માંની દાંડી સમારી. કોઈના પણ સામું જોયા વિના પૂછ્યું : 'બંધવાને કાંઈ કહેવું છે ?'

શિરસ્તેદારે શિરસ્તો જાળવ્યો : 'સાહેબ પૂછે છે, તારે કાંઈ કહેવું છે ?'

એ જ મૌન. એ જ શાંતિ. એ જ નીચી ઢળેલી નજર.

અને પછી તો થોડી જ વારમાં બધું આટોપી લેવાયું. ન્યાયાધીશે એમનો ફેંસલો સંભળાવી દીધો. બન્ને જુદા જુદા ગુના બદલ જુદી જુદી સખત સજાઓ થઈ.

પહેલી જ વાર ન્યાયાધીશની અને બંધવાની આંખ મળી. ન્યાયાધીશને લાગ્યું બંધવાને કશું કહેવું છે. કાયદાની રસમ હવે બંધવાને કશું કહેતાં અટકાવતી હતી. પણ ન્યાયાધીશ ઉદાર હૈયાના હતા.

'તારે કાંઈ કહેવું છે ?'

સરકારી વકીલને આ સામે વિરોધ કરવાનું મન તો થયું પણ પોતાની સફળતાનો નશો એમને જરા પ્રમાદી બનાવી ગયો. શિષ્ટ મંડળ સાથે એમણે ય બંધવા તરફ જોયું.

ગરદન સહેજ ઊંચી કરી, આંખોને ન્યાયાધીશના ચહેરા પર ઠેરવી બંધવો પહેલી જ વાર બોલ્યો : 'ત્યાં ખાવાનું તો મળશે ને સાહેબ ?'

શિષ્ટ સમાજ હસી પડ્યો.



13

# અનાદિ—અનંત

**બોલો** સમજણો થયો ત્યારનો બે વસ્તુઓને ખૂબ જ સરસ રીતે જાણતો હતો. એક તો હતી નદી અને બીજી એની હોડી. કાંઠા પર સહેજ ઊંચાણમાં આવેલી ઝૂંપડીના પગથિયે બેસીને નદીના વિશાળ પટ પર નાચતી એની હોડીને એ જોઈ રહેતો. એ હોડીમાં એનો બાપ બેઠો હોય અને છેક ધરા આગળ જઈ, એ જાળ પાણીમાં નાખે, એના સૌથી પહેલાં સમાચાર એની માને પહોંચાડનાર પણ બોલો જ હોય. અને ત્યારે જ બોલોની માએ એને કહ્યું હતું: 'આપણી ખરી મા તો આ નદી. એ જ જીવાડે કે એ જ મારે.'

બોલોના નાનકડા મનમાં આ વાત બરાબર ન ઊતરી. વળી નદી તે કેવી રીતે એની મા થાય? અને એ જીવાડનાર કોણ અને વળી મારનાર પણ કોણ?

રાતે હોડીને કાંઠે નાંગરીને એનો બાપ ઝૂંપડી પર આવતો હતો ત્યાં પિપળા પાસે બોલો એની રાહ જોતો ઊભો હતો. વહાલમાં બાપે દીકરાને ઉપાડી લીધો. પણ બોલોને તો પેલી મૂંઝવણ સતાવતી હતી.

'હેં બાપા, આ નદી આપણી મા કેમ કહેવાય?' અચંબો તો જાણે એના અવાજમાં આવીને બેઠો હતો.

બાપે બોલોના કપાળ પર એક ચૂમી લીધી.

'બોલોબાબુ, એ જ આપણી મા. એ જ આપણને જીવાડે છે.'

આ તો માએ કહ્યું હતું એ જ. પણ એટલાથી બોલોને સંતોષ ન હતો.

'પણ એ તે કઈ રીતે જીવાડે?' બાળકની ઉત્કંઠા વધતી હતી.

'એ તો બેટા તને ધીરે ધીરે ખબર પડશે.' કહી બાપે તે વાત ટાળી અને બોલોનું બાળક મન ક્યાંક બીજા ટપ્પે ચઢી ગયું.

પણ એના મનમાં નદી માટે કશો અનન્ય ભક્તિભાવ ઘર કરીને બેઠો.

[૨]

થોડાંક વર્ષ વીત્યાં. હવે તો બોલો પણ હોડીમાં બેસી નદીમાં જતો. ધીરે ધીરે એના મનમાંની ધડ ઊકલતી જતી હતી. હજુ ય નદી માટે એના મનમાં એટલો આદર હતો પણ નદીને મા અને બાપ બન્નેએ મા કેમ કહી હતી એ એને બરાબર સમજાતું ન હતું.

અને એક વાર લોકમાતા ગાંડી બની. વહાલપથી પોતાનાં સ્તન્ય પાતી નદીએ માઝા મૂકી. ડુંગરા જેવાં એનાં મોજાં ઊછળતાં હતાં. ધારદાર કરાડે આકાશમાં ચિરાડો પાડવા મથતાં હોય એમ મોજાં ઊંચે અને ઊંચે કૂદતાં હતાં. રોજ રોજ એને ઉછંગે રમતી નાની મોટી હોડીઓ કોઈ બળીઆના હાથે ફેંકાતા ફૂલદડા જેમ અવકાશમાં ભમતી અને પાછી ઘુઘવાટા કરતા પાણીમાં પડતી કે કોઈ ઠેકાણે ફેંકાઈ જતી, અને ભાંગી જતી.

બોલોના નાનકડા ગામમાં તો કેર મચી રહ્યો હતો. હાંફળા–ફાંફળા બની લોક નાનકડી પોટલીઓ બગલમાં દબાવી, નાનાં બાળકોને છાતીસરસાં લઈ ભાગતાં હતાં. કશી ભયભરી નજરે એ નદીનાં વધતાં જતાં પૂરને જોઈ રહેતાં.

બોલોની મા અને બાપ બન્ને પણ આવી જ કશી તૈયારીમાં પડ્યાં હતાં. એમના સારા નસીબે હોડી એક સાંકડી ખાડમાં બરાબર નાંગરેલી પડી હતી.

માયામૂડીની નાનકડી બચકી બાંધી બોલોને લઈ એ પણ નીકળી પડ્યાં.

બોલોથી ન રહેવાયું.

'આ શું છે બાપા?'

'નદીમાતા રૂઠી છે. નક્કી કાંક થયું હશે.' એથી વધુ જાણવાનું બોલોને ન મળ્યું.

[૩]

**વળી** થોડાં વર્ષ વીત્યાં. બોલો હવે જુવાન થયો. એકલો હોડી લઈ એ નદીમાતાની ઊંડી ઊંડી કોતરોમાં જ નહીં પણ ઠેઠ જ્યાં સાગર સાથે એના નીલ પ્રવાહને ભેળવી દેતી હતી ત્યાં પણ જતો. ત્યાંની ચકરડીઘમરડીમાં હોડી ફેરવવામાં એને અનેરો આનંદ આવતો. અને કોઈના પણ કહ્યા વિના હવે આ નદી માતા કેમ હતી એ સમજ્યો હતો.

'નદી ન હોત તો અમે જીવી કેમ શકત?' એક વાર એ પાસેના શહેરમાં ગયો હતો ત્યારે હાટના ઠાકુર સાથે વાત કરતાં એણે કહી દીધું હતું: 'એ જ અમારી અન્નપૂર્ણા છે, અમારી માતા છે.'

એમ ને એમ એનું જીવન વીતતું હતું—પોતાની નાનકડી દુનિયામાં રાચતું. બોલો, એની નાની બહેન, મા અને બાપનું કૂંડાળું દુનિયાથી બેખબર અને બેધ્યાન હતું. જીવનભરમાં સાધી હોય તો એમણે નદીમાતાની ભક્તિ. એ સિવાય બીજાનું એમને ધ્યાન નહતું, જરૂર પણ ન હતી.

એક દિવસ અચાનક જ એમને આ નદી, આ ગામ, અને આ લોક ઉપરાંતની બીજી દુનિયાની જાણ થઈ. સરકારે એમની હોડીઓ લઈ લેવાનો હુકમ છોડ્યો હતો. હોડી સાથે જિંદગીની ગાંઠ વાળી બેઠેલા આ લોકને આ હુકમે અવાચક કરી દીધા હતા.

'હોડી નહીં હોય તો કરીશું શું?'

'નદીમાતા...' એથી આગળ ન બોલાયું.

'નદીમાતાય શું કરે? એ તો હોડી હોય તો જ કંઈ થઈ શકે.'

'ત્યારે હવે?'

[૪]

**એમનો** જીવનપ્રવાહ બદલાયો. ટોળાબંધ, માયામૂડીને ખડિયામાં નાંખી, નદીમાતાને વંદના કરી એ લોક નીકળ્યા. આમ જ એક વાર એ સહુ નીકળ્યા હતા એ પ્રસંગ બોલોને યાદ આવ્યો. પણ ત્યારે તો નદીમાતાનો રોષ ઊતર્યે ગામમાં પાછા ફરવાની આશા હતી. આજે એ આશા પણ ન હતી, આજે તો જીવનને ચોપડે નવેસરથી જ અક્ષરો માંડવાના હતા.

'શું કરીશું?'

'ક્યાંક પેટિયું નીકળશે.'

'મજૂરી.'

'મળશે?'

'રામનો આશરો.'

[૫]

**રસ્તામાં** જાણે કીડિયારું ઊભરાયું છે. નદીમાતાને ઉછંગે ખેલતા સહુ આજે રોટીની શોધમાં નીકળી પડ્યા છે. હોડીની કિંમત આજ એમને સમજાય છે. નદી અન્નપૂર્ણા હતી તે હોડીને લીધે. જીવનસંગ્રામ વિકટ ન'તો બન્યો તે હોડીને લીધે.

હવે હોડી નથી, માત્ર એમનાં બાવડામાં તાકાદ છે. પણ નરી નકરી તાકાદને શું કરે? એ તાકાદનો કોઈ ખરીદનાર જોઈએ. એ ખરીદીએ અનાજ ખરીદાય. એ ખરીદાએલા અનાજે પેટ ભરાય.

પણ એવા તાકાદ ખરીદનારા ક્યાં હતા? રડ્યોખડ્યો એકાદેક એવો નીકળતો તો વેચનારા સેંકડોની સંખ્યામાં હતા. માણસાઈ વેચવાની ઉત્કંઠામાં ત્યાં ઝઘડા થતા. માથાં ફૂટતાં.

ગામવાળા કંટાળ્યા. એમણે આ લોકને હાંકી કાઢયા–હાંકી કઢાવ્યા. ફરી પાછા એ માર્ગે પડ્યા.

[૬]

આ તો શહેર હતું. હટાણા માટે ક્યારેક અહીં આવવાનું થતું હતું. એના રંગીન જીવનની મોહિનીએ ક્યારેક અંજન આંજ્યાં હતાં. આજે ત્યાં રોટી માટે જવાનું હતું. અને એમના જેવા તો સેંકડો અહીં સડકો પર આથડતા હતા. પેટના ખાડા ઊંડા જતા હતા. આજ લગી તો ગમે તેમ કરીને ચલાવ્યું. એ પૈસાનો જીવ પાસે હતો તે ખર્ચીને દિવસ ટૂંકા કર્યા. પણ હવે? વાંસળીમાં પૈસો ન હતો. ખડિયામાં મૂઠી ધાન ન હતું. હતી માત્ર ભૂખ.

ઊંડી ચકચકતી આંખે એ શહેરના રંગને જોતા હતા. પાણીના રેલા જેમ મોટરો અને ગાડીઓ દોડતી હતી. રંગબેરંગી પોષાકો પહેરી શહેરી નરનારી ઘૂમતાં હતાં. પગથીને છેડે ઘર કરી બેઠેલાઓ ક્યારેક દૃષ્ટિએ ચઢતા.

'ક્યાંથી અહીં જ બધા આવે છે?'

'પાપનાં પોટલાં છે બધાં. અને આટલાં ઓછાં છે તે વધતાં જ જાય છે દરવર્ષે!'

'મોકલી આપવાં જોઈએ લઢાઈમાં. મરી જશે તો સ્વર્ગ મેળવશે. જીતશે તો...'

એ અવાજ એમ ને એમ અદ્ધર હવામાં રહી ગયો.

[૭]

ભોલોને શહેરની સડકે એના જેવા જ ફર ફર કરતા હજારો માણસો વચ્ચે, નદીમાતા યાદ આવતી. નાનકડી હોડીને હસાવી ખીલાવી ફૂલાવી કૂદાવતી નદીમાતા કેવી હેતાળ હતી!

અને અહીં? ઝાકમઝાળ હતી. રંગ હતો. ભપકો હતો. ખીસાની ગરમી હતી. દિમાગની ગરમી હતી. ન હતી માત્ર હૈયાની હૂંફ.

ચાલ. ચાલ. ચાલ. ફર. ફર. ફર. આખો દિવસ ખડે પગે ફરવાનું. ઉઘાડે દિલે ભીખવાનું. પેટના ખાડામાં અમળાવાનું. ગાળ, ગલોચ, દૂંકારા.

ઘણી વાર એને થતું: શા માટે મહેનત કરવાની ઇચ્છા છતાં એમને મજૂરી મળતી ન હતી? શા માટે ધાન્યના ભંડાર ભર્યાં છતાં એમને મૂઠી ચોખા પણ મળતા નહતા? શા માટે આમ હતું? એ પણ માનવી હતો.

પગથી પર લંબાવેલી એની કાયાને એ જોઈ રહ્યા હતા. બીજાને હતા એવા જ બે પગ; એવા જ બે હાથ; આંખ નાક કાન બધું ય એવું જ. તો પછી 'શો ફેર' હતો?

[૮]

**બોલો** ઊભો હતો. પાસે જ એક વૈદ્યરાજની દવાશાળા હતી. બીમારોની કતાર લાગી હતી. અને દરદીઓને પણ આંટી દે એવી વાહનોની કતાર જામી હતી.

ભપકાદાર મોટર પગથીએ ઊભી. દમામદાર પોષાકવાળા શૉફરે બારણું ખોલ્યું. નાનકડા પગ પર વિશાળ કાયા ઠેકવતા શેઠ ઊતર્યા. બોલો આગળ વધ્યો. બીજાનું જોઈ જોઈને એને ય હાથ ધરતાં આવડ્યું હતું.

'ભૂખ્યો છું.'

'મજૂરી કર.'

'મજૂરી નથી.'

'હરામી.'

દમામદાર પોશાકવાળા શૉફરનો લોખંડી હાથ બોલોની ગરદન પર હતો. શેઠ આગળ વધ્યા એટલે દયા ખાઈ શૉફરે બોલોને ધક્કો મારી છોડી દીધો. અડબડિયું ખાઈ બોલો કાતર દૃષ્ટિએ શૉફરને અને પેલા દુંદાળા દેવને જોઈ રહ્યો.

'જાણતો નથી, શેઠને અજીરણની બીમારી છે?'

ભૂખ. અજીરણ. બીમારી.

[૯]

સૂરજ મન મૂકીને તપતો હતો. પેલી કતારની કતારમાંની આંખો જેટલી લોલુપતાથી પારકા હાથમાંની રોટીના ટુકડાને ભરખી લેતી હતી એટલી જ તીવ્રતાથી સૂરજ ભૂમિનો રસ ચૂસતો હતો. કુદરત અને માનવીએ ઊભી કરેલી ઝાડોની છાંયમાં આ કતાર થોડી શાતા મેળવતી હતી. તપેલી ધરતીની અંતરની પ્રાર્થના ફળતી હોય તેમ વાદળી ચાર છાંટા વેરી જતી તો ય આજ છાયા એમને છત્ર છાતી હતી.

કોણે કહ્યું એ તો ખબર નથી. ક્યાંથી વાત આવી એ પણ ખબર નથી. પણ સમાચાર આવ્યા અને સહુ પગ દોડવા લાગ્યા. કોક ભંડાર લૂંટાતો હતો. હતી એટલી બધી તાકાદ ભેળી કરી બોલો એના બાપ સાથે દોડ્યો. મા અને હાડકાંની પોટલી બનેલી નાની બહેનને ઝાડની છાયામાં મૂકી એ દોડ્યા.

પણ એમનું તકદીર આગળ દોડતું હતું. રસ્તામાં જ એમને નાસતા લોકનું ટોળું મળ્યું. પાછળ ઉઘાડા ખટારાઓમાં અને મોટર સાઇકલો પર, બંદૂકમાંથી ગરમ સીસું રેડતા સિપાઈઓ આવતા હતા. નાસનારામાંથી કોક ગોળી ખાતાં ટપ દઈને જમીન પર પડી જતો તો પાછળથી આવનારો એને ટપીને જવા દોડતો હતો. એમનાં પેટ ભૂખ્યાં હશે. જીવનની તીવ્ર ઇચ્છાને હજુ ભૂખના વાયરા વાયા ન હતા—કે એમની ભૂખ જ એમને દોડવાની, જીવન બચાવવાની તાકાદ આપતી હતી?

બોલોનું બાવડું પકડીને બોલોનો બાપ પણ પાછો ભાગ્યો.

[૧૦]

આનું એક પરિણામ એ આવ્યું કે આ આકાશના ઓઢનારાઓને શહેરમાંથી તગડી મૂકવા માટેનાં પગલાં ભરાવા માંડ્યાં. દંડૂકા બંદૂકો લઈ સિપાઈઓ આવતા અને આ ભૂખ્યા માનવધણને શહેર બહાર હાંકતા.

'મરવું હોય તો શહેર બહાર જગા ક્યાં ઓછી છે? બીજું કાંઈ નહિ તો તમારાં આ ચાડિયા જેવાં શરીરનાં દર્શન થતાં તો બચશે.'

પણ આ ટોળુંય અજબ હતું! તીર્થક્ષેત્રે જ પ્રાણત્યાગ કરવાની ધાર્મિકવૃત્તિ એમને આ શહેરમાં જ મરવા પ્રેરતી. દંડૂકા અને બંદૂકો નકામનાં નીવડ્યાં. એ તો એના એ જ પાછા શહેરની શેરીઓમાં ભટકતા થયા.

[૧૧]

જેનો વધુમાં વધુ ડર હતો, જેની મૂંગી યાદ પણ જીવનને બાળી દેતી, એ મૃત્યુનાં બોલોને પ્રથમ દર્શન થયાં. પેલી એની નાની બહેન. ઉપસી આવેલી પાંસળીઓને માંડમાંડ ઢાંકતી એની ચામડી. હાથપગ તો બરુની પાતળી સોટીઓ જેવા થયા હતા. આંખ અને ગાલના ખાડા ઊંડા ઊતર્યા હતા. ઝાડની છાંયે પડી રહેતી એ છોકરી ચકભમ જેમ આકાશને ટીકી રહેતી. અને એમ જ એક સવારે એને આંચકી આવી અને એ ચાલી નીકળી.

બોલોને મૃત્યુનાં આવાં નિકટ તો આ પ્રથમ જ દર્શન હતાં, એણે નદીમાતાને ઉછંગે મગરમચ્છ સાથે લઢીવઢીને મૃત્યુને ભેટનારાની વાતો સાંભળી હતી. ઘડપણ અને માંદગીને અંગે આવતાં મૃત્યુની વાતો પણ એણે સાંભળી હતી. પણ આ મૃત્યુ એને નવું હતું. અને નવું હતું માટે વધુ ભયંકર હતું.

[૧૨]

સહુ ઉતાવળે ચાલતા હતા. નવી આશાએ એમની રફતાર તેજ કરી મૂકી હતી. ઊંડી ઊતરેલી આંખોમાંય કશી નવી દીપ્તિ ચમકતી હતી. વાત આવી હતી કે કોક ઠેકાણે ભરી રાખેલા અનાજનો ભંડાર આખો નદીમાં વહેતો મૂકાયો હતો. ઈંટની દીવાલ અને જાગતી ચોકી એને માનવીની ભરખી લેતી નજરથી બચાવી શકી હતી. પણ પેલી અનેક જીવે જીવતી જીવાતથી એ ન'તો ઊગરી શક્યો. એમ ને એમ એને વહાવી દેવામાં આવતો હતો. કોઈ કહેતું કે એ સરકારી ભંડાર હતો. અને એ સડી ગયો હતો એવું લોકની કાગડા જેવી આંખે ન ચઢે માટે એનો આમ 'ઉદ્ધાર' થતો હતો.

પણ આ લોકને તો સડેલું અન્ન પણ ખપતું હતું. છાનીછપની વાત છતી થઈ જતાં એનો લાભ (!) લેતાં એમને કોણ અટકાવી શકે એમ હતું?

બોલો, એનો બાપ અને એની મા ત્રણે આવા ઉદ્ધાર પામેલા અનાજને ખોબલે લૂંટી લાવ્યાં. એમનો હરખ માતો નહતો. કેટલા વખતે ધાન નજરે જોવા મળ્યું? અને એ એને ખાઈ શકશે! પેટ ભરી શકશે.

ઝાડને છાંયે જ ઈંટો ગોઠવી પેટાવેલા ચૂલા પર બોલોની માએ ચોખા રાંધ્યા અને ત્રણે જણ સાથે બેસીને જમ્યાં. ત્રણેના મનમાં એક જ ખ્યાલ હતો. થોડા દિવસ પહેલાં આ ધાન મળ્યું હોત તો? તો પેલી આકાશ સામે મીંટ માંડી રહેતી છોકરીને મરવા વારો આવત? ત્રણેની નજર આગળ નદીમાતાનો કાંઠો તરવરે છે પણ કોઈ અક્ષરે ઉચ્ચારતું નથી.

રાત પડવા આવી અને ત્રણેને ઊલટીઓ શરૂ થઈ. અમળાઈ અમળાઈને આંતરડાં પેલા અપથ્યને બહાર કાઢવા મથતાં હતાં. ચાંગળું પાણી ય ટકતું નથી. શહેરના દીવા પણ જાણે બળબળતા ગોળા જેવા લાલ લાગે છે. દુનિયા આંખ આગળ ચક્રાવા લે છે. આખું અંગ જાણે વલોવાઈ જાય છે. ધનુષ્યની પણછ ખેંચી હોય એમ આખા દેહની રગો ખેંચાય છે. ઊઠવાની પણ આય નથી.

અને એમાં પણ બોલોની માની હાલત ભૂંડી છે. આટલા દિવસના આ પગથીવાસે એની શક્તિ જ જાણે હરી લીધી છે. રોગના હુમલાને તો આમાં મરેલો વાઘ મારવા જેટલું જ શૂરાતન બતાવવાનું હતું.

કળવિકળ થતી આંખે એ પોતાના સંસારને જોઈ રહી. ઊભા કે બેઠા થવાની તાકાદ ન રહેતાં, પાછું ફરેલું ધાન એનાં કપડાં અને દેહ પર રેલાયું હતું. કમતાકાતને લીધે અને વારેવારે આવતા ઊબકાને લીધે એ મોંએ શ્વાસ લેતી હતી.

એને કશું કહેવું હતું, પણ ન કહી શકી. એક ઊબકો આવ્યો અને એણે પ્રાણ છોડ્યા. ત્રાસે અને દુઃખે તકતકતી એની આંખની પૂતળીઓ એમજ સ્થિર થઈ ગઈ. મૃત્યુએ એમાં વણેલો ત્રાસ પણ ન લઈ લીધો.

[૧૩]

**બા**પ-દીકરો: ભર્યોસંસારમાં હવે એ જ રહ્યા. ધરતી પર આળોટતા, ઊબકા ખાતા, એ દુનિયાની નર્કયાતનાથી છૂટેલા જીવના ઐહિક પિંજરને જોઈ રહ્યા. બન્નેના મનમાં હજારહજાર શબ્દો રમણે ચઢતા હતા પણ સહુ શબ્દનો ધ્વનિ એક જ હતો. એક જ વિચાર, મૃત્યુની ધન્યતાનો. પારાવાર દુઃખ છતાં, જીવનમાં મૃત્યુએ આણેલી ઊનતા છતાં એ મૃત્યુને ધન્યવાદ દેતા. મૃત્યુએ કેવા કારમા જીવનથી એને ઊગારી લીધી? ધન્ય મૃત્યુ! એમને રોવું હતું અને સાથે અનાથોના નાથ દીનદયાળની પરમ કૃપા માટે અંતરની આશિષો ઠાલવવી હતી.

[૧૪]

**નવો** પ્રશ્ન તો મડદાને ઠેકાણે પાડવાનો હતો. બાપ કે દીકરામાં-બન્નેમાંથી એકેમાં એ આય રહી ન હતી. એ પણ એક રીતે તો પેલા મીઠા લાગતા પરદુઃખભંજક મૃત્યુને કાંઠે આવીને ઊભા હતા. પુણ્ય એટલું ઓછું કે જે લાભ બોલોની માને મળ્યો એનાથી એ વંચિત રહ્યા.

ઊબકા અને ઊલટીઓ ચાલુ હતાં. આંતરડાં ઉપર તો જાણે કરવતો ફરતી હતી. નસ્કોરાં ફૂંગરાયેલાં હતાં. જીભ લોચો વળેલી હતી.

જીવતાં મડદાઓને સંઘરતી પગથીએ મરેલા જીવતરને પણ સંઘર્યું.

બાપ-દીકરાને ન જાણે કેમ પણ કશી કળ વળી. મૃત્યુએ જાણે એમને જાકારો દીધો. પણ એમનાથી ન'તું હલાતું કે ન'તું ચલાતું. એમ ને એમ જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતાં એ પડ્યા રહ્યા. શબ પણ એમ ને એમ પડ્યું હતું.

બાપે કહ્યું: 'બીજું નહીં તો આને ઠેકાણે તો કરવું જોઈએ.'

પણ ઠેકાણે કરવા જેટલી આય તો જોઈએ!

માખીઓ બણબણતી હતી. આખી દુનિયાના ડાંસ ત્યાં દળકટક લઈને ઊતરી પડ્યા. પંચભૂતનું બનેલું માનવી માટીમાં મળતું હતું અને

જીવનની કડવી દુર્ગંધને ફેલાવતું હતું. જનારા નાકે કપડું દાબી ચાલ્યા જતા. બાપ–દીકરો ત્યાં જ આળોટતા પડ્યા હતા.

[૧૫]

**મૃત્યુની** આ ધન્યતાનો રસાસ્વાદ માત્ર બોલોની માને જ ન'તો મળ્યો. માનવની અસહાયતાનો છડેચોક પોકાર કરતાં કેટલાંય શબ પગથીઓ પર કે નવાણો પાસે આથડતાં હતાં.

કહે છે કે છાપાંમાં કોકે આની ચર્ચા શરૂ કરી. શહેરસુધરાઈમાં આ કામ સુધરાઈનું ખરું કે નહીં તે વિષે જોરદાર વિવાદ ચાલ્યો. આક્ષેપોનું બજાર ગરમાગરમ હતું, ભૂખના જોર પર સત્તા મેળવવી છે એમ સત્તા પર હતા એ 'વિરોધપક્ષ'ને સંભળાવતા હતા. ભૂખ્યા રાખીને પોતાનાં પાપી પેટ ભરવાં છે અને ગુલામી ટકાવવી છે એમ સત્તામાં હતા એમને વિરોધપક્ષવાળા સુણાવતા હતા.

પંચમહાભૂત પોતપોતાની વિભૂતિ, બોલોની માના દેહમાંથી પાછી ખેંચી લઈ રહ્યા હતા. ઘૂંટણિયાં કરીને બોલોએ શબ પર ચાદર ઢાંકી.

શબ સડતાં હતાં. ચર્ચા ચાલતી હતી.

'સડેલું ધાન ખાય તો પછી આ જ થાયને! માણસ નથી રહ્યાં. ઢોર બન્યાં છે ઢોર!'

[૧૬]

**જીવનમાં** હજુ થોડી ખેંચ બાકી રહી હશે તે બોલો અને એનો બાપ જીવ્યા. બે દિવસ બાદ કશું દેવત આવતાં એમણે મડદાની કશી વ્યવસ્થા હાથમાં લીધી, અને ગમે તેમ કરીને શબને આખરી મંઝિલે પહોંચાડ્યું.

લોક એને અંતિમ સંસ્કાર કહે છે. જીવતાં અન્ન માટે ભીખવાનું; અન્ન ન મળતાં જીવ જાય તો જીવનભરના પિંજરાને બાળવા લાકડાં માટે ભીખવાનું. અંતિમ સંસ્કાર!

[૧૭]

**ઓલો** અને એના બાપના જીવનમાં હવે માત્ર એક જ હુંકાર રહ્યો હતો: અન્નનો કણ મળે ત્યાંથી મેળવી દિવસ કાપવા. અનંત દિવસના બનેલા જીવનનો ખ્યાલ કરવો એમણે છોડી દીધો હતો. શું કરવી છે એ અનંતતાને ? આજના દિવસનો, આજની ઘડીનો ખ્યાલ કરો.

અને ઘડીનો ખ્યાલ કેટલો સુખદ છે ? એમાં દિવસ–એક નહિ અનેક–વીતે છે.

અનેક દિવસ વીતે છે. કોકવાર કોક ઠેકાણેથી થોડા કણ મળી રહે છે. ક્યારેક સુખવસ્તુ લોકની એંઠથી નિભાવ થાય છે. રડ્યાખડ્યા પ્રસંગોએ ટોળાબંધ મળેલા લોકની લૂંટમાં હિસ્સો મળે છે. શેરીઓની ચાટમાં ખાંખાંખોળા કરતાં ય અડધી રોટી કે ભાતના દાણા મળી રહે છે. પગથીએ મોટર ઊભી રખાવી મોટરમાં બેઠા બેઠા મૂઠીએ મૂઠીએ ચણામમરાની ખેરાત કરનારા પણ એકાદ દિવસ ટૂંકો કરી આપે છે. જીવાય છે. ઘડીની ફિકર જીવતરનું રક્ષણ કરે છે.

[૧૮]

**ઓલોને** હમણાં એના બાપ પર કાળ ચઢતો. ખાવાનું જ્યારે હાથ ચઢતું ત્યારે બુઢ્ઢાને, એમાંથી પોતાથી છુપાવીને ફાકો મારી લેતો હમણાં હમણાં ઓલોએ બેચાર વાર પકડ્યો હતો. અને એ પછી પણ એને એમાંથી વધુ ભાગ જોઈતો હતો ! પૂરો કળજુગ આવ્યો હતો ! દીકરાના મોંનો કોળિયો પણ આ બાપ પડાવી લેવા મથતો હતો ! કેટલા કાળ કાઢવા હશે તે આમ કરતો હશે ?

એકવાર ઓલોથી ન રહેવાયું. આંખને ખૂણેથી એણે બુઢ્ઢાની આ ધાનચોરી જોઈ; દિલચોરી તો ક્યારની ય બાપ–દીકરા વચ્ચે અડીખમ દીવાલ જેવી ઊભી થઈ રહી હતી. ઓલોને રૂંવે રૂંવે ઝાળ વ્યાપી. રોષમાં આવી એણે બુઢ્ઢાને મોંએ એક અડબોથ લગાવી દીધી.

ધાન વેરાઈ ગયું. બાપ–દીકરાની આંખ એકવાર મળી. એમાંથી તો તાતાં તીર જાણે છૂટતાં હતાં. બન્નેએ નજર પાછી ખેંચી લીધી

અને એક પણ અક્ષર બોલ્યા વિના બન્ને ચાલી નીકળ્યા. જીવનની સફરમાં હવે સથવારો ન હોઈ શકે: ભૂખ ભાંગવાની સાંકડી કેડી પર એક જ માણસ ચાલી શકે. બીજો એમાં અંતરાય છે.

દૂર દૂરથી આ જોઈ રહેલા એક ત્રીજા ભૂખ્યાએ આવીને વેરાયેલું ધાન ભેગું કરી આરોગ્યું.

[૧૯]

**પગ** આગળ ચાલવા ના પાડે ત્યારે જ **બોલો** બેસી જાય છે. નહીંતર તો શહેરની પહોળી, ચકચક થતી, મોં દેખાય એવી સડક પર એ ચાલતો જ રહે છે. સડક પર આંતરે આંતરે ઝાડ રોપાયાં છે. ક્યાંક કોઈ ગુલમહોર ખીલ્યો હોય છે તો ક્યાંક લાબર્નમ. અને એવી જ રીતે સડકો પર ભૂખના માર્યા ભિખારી બનેલાં માનવીઓ રોળાયાં છે. નાનાં, નાગાં, ધાવણાં બાળુડાંને ખોળામાં ધારીને ભૂખી સ્ત્રીઓ બેઠેલી હોય છે. ક્યાંક વળી એમ જ જીવનથી ઉદ્ધાર પામેલાં મડદાં પડ્યાં હોય છે.

પાણી જેમ સરતી મોટર ગાડીઓ આવે છે, મડદું જોઈ થોભે છે. મડદાંની સુંદર માવજત થાય છે ને કહે છે કે મડદાં થવા આવેલાંઓની માવજત માટે પણ કાંક પગલાં લેવાનાં છે.

**બોલો**ને કાને આ વાતો આવે છે. પણ હવે એ વાતો એના મનમાં કશી અપેક્ષા પણ નથી જગાવતી. એનો મનોવ્યાપાર પણ ક્યાંક અટવાઈ ગયો છે. જિજીવિષા ય મરી ગઈ છે. એને કશુંય ભાન નથી. ક્યારેક પેલો ભૂલાઈ ગએલો નદીકાંઠો યાદ આવે છે. અને સાથે જ માબાપ પાસેથી સાંભળેલું પેલું વાક્ય યાદ આવે છે: 'એ તો માતા છે. એ જીવાડે તો જ જીવાય.'

ભૂખ્યું પેટ પૂછે છે: 'કોણ જીવાડે તો જીવાય?'

એમ જ એક દિવસ **બોલો**ની જીવનલીલા પૂરી થઈ.



૧૪

# અગિયારને પાંચે

**ફુવડિયે** કલમ ઘસનારા! ભાષાની ભભક, વિચારોની ચમક, ઉપમાઓનું નાવીન્ય, ખૂબીબંધ ચોટ અને આવું બધું આણનારા **મનહરલાલને** આજે વાર્તા ન'તી જડતી. સવારેજ તંત્રીની વરદી આવી હતી: 'ખૂબીદાર, રંગીલી, લોકોને ગમે અને સરકારની દાઢમાં ન આવે એવી વાર્તા જોઈએ, અને જુઓ, તમારી છેલ્લી વાર્તાઓમાં એક નવો ધ્વનિ નીકળવા માંડ્યો છે. નવીનતા ખાતર ઠીક છે, કે છોકરો અને છોકરી ન'તાં મળી શકતાં તેની જગાએ છોકરો અને છોકરી મળે છતાં કશું ન કરી શકે, પણ વારંવાર એ જ ધ્વનિ વાર્તામાંથી નીકળે તો શું પરિણામ આવે એ ધ્યાન છે ને? સંસારનો પાયો ન રહે.' અને બીજી સૂચના 'આ શું તમને લોકોને સૂઝયું છે તે બસ જ્યાં જુઓ ત્યાં ભૂખ અને બેકારી અને મોત! અરે ભલા માણસ, કોઈ દિવસ તો કરવા ખાતર પણ જિંદગીની વાત કરો. જિંદગીમાં બીજું કાંઈ તમને લોકને જડતું જ નથી!' તંત્રી પોતે જ્યારે છાપાંનો માલિક હોય છે ત્યારે એની સૂચનાઓને એક અવનવું પીઠબળ મળે છે. કહે છે કે પીઠબળ બે પ્રકારનાં હોય છે, એક તો જેની પીઠે એ હોય એને બળ દેતું અને

બીજું એની પીઠ પાછળ તલવાર ધરતું. એકલા તંત્રીની સૂચના પીઠબળના પહેલા પ્રકાર જેવી છે. તંત્રી વત્તા માલિકની સૂચનાઓમાં બીજાનું તાતું બળ રહ્યું હોય છે. ભૂખ અને બેકારી અને મોત વિષે વાત પણ ન કરવાનું કહીને એ બધી વાતના છેડા પેલી સૂચના પાછળની અધ્યાહાર ધમકીમાં એ મૂકે છે.

મનહરલાલ પણ આવા જ વિચારે ચડ્યા હતા. સવારના પહોરમાં એ સીધાચિઠ્ઠી વિનાના અનાજની શોધમાં ગયા હતા. મળ્યું ન મળ્યું એ સવાલ જ ઊભો થતો નથી. એમને ઘણીવાર થતું કે પેલી 'કરતાં જાળ કરોળિયો' વાળી કવિતા અને પેલા જમાનામાં થઈ ગએલા રાજા રોબર્ટ બ્રુસની કથા ધૈર્ય, ખંત, ચીવટ વગેરેનો બોધપાઠ આપવા પાઠ્ય પુસ્તકોમાં છપાય છે તેમાં એકાદેક ઠેકાણે એમની અનાજ મેળવવાની પેરવીનો દાખલો જો ગોઠવી દેવાય તો પાઠ્ય પુસ્તકોમાં અમુક વર્ષે જે ફેરફાર થવા જરૂરી લાગે છે—અને જરૂરી લાગવાનું કારણ દુનિયામાં નવા ગુણો ઊભરાઈ આવ્યા છે એ નથી હોતું પણ નવા અને જોસદાર અવાજવાળા લેખકો ઊભરાયા છે એ હોય છે—ત્યાં આબાદ મૂકી શકાય. પણ અહીં, વધુ વિચારને અંતે, કોઈપણ પોતાનું નામ મૂકે એમ એમને લાગતું નહિ; કારણ કે એમના કરતાં વધુ જાણીતા લોક એમેરી છે, કાઇદે આઝમ છે વગેરે એ સ્થાન લેવા માટે નૈતિક તૈયારી કરતા હોય એમ લાગતું હતું.

પણ જવા દો એ વાતને. મનહરલાલે પણ અત્યારે તો એ વાતને મગજના દફતરના એક ખૂણામાં—રદ્દી વિભાગમાં મૂકી હતી. આજકાલ જેમ રદ્દી ફરીથી કાગળ બનાવવા વપરાય છે એમ એ વિભાગમાં મૂકવામાં આવેલી વસ્તુઓમાંથી પણ કોઈ કોઈ, ક્યારેક કાગળના બની શકે તે ઉપયોગાર્થે લેવાતી. હમણાં તો એમનું ધ્યાન એક જ વસ્તુ પર હતું: વાર્તા જોઈએ.

પડખે બેઠેલા બીજા કાવડિયે કલમ ઘસનારાએ તાજી બાતમી આપી: 'ગયા અઠવાડિયે રોજના—કરોડના હિસાબે નવી નોટો છપાઈ. ફૂગાવો.'

આને ફૂગાવો કહેવામાં પેલાના અર્થશાસ્ત્રના જ્ઞાનનું દેવાળું હતું. આનાથી વિપરિત દશા જ સત્ય હતી. દુનિયામાં બધી વસ્તુઓ સંકોચ

અનુભવતી ન હતી અને માનવીનું મન પણ એવું જ કાંક ગોકળ-ગાયના કોચલામાં પેઠું હતું ત્યારે એક આ નોટ–છાપ જ પોતાનું હતું એ સ્વરૂપ સાચવી શક્યું હતું. અને છતાં ય લોક એને સંકોચનની જગાએ ફુગાવો કહે છે! અને ઉપરથી એને હિતવિરોધી કહે છે! હવે તમે જ વિચાર કરો. બાળકને તમે સપરમે દહાડે એક સુંદર ઘરેણું આપો તે કાંઈ એને રોજ રમી અને ભાંગી કાઢવા તો ન જ દો. એમ જ આપણી ઉદારદિલ અને બાળભાવપારખુ સરકારે હિંદની અસ્કયામતનું સુંદર રમકડું હિન્દની પ્રજાને આપવાને બદલે ત્યાં લંડનમાં તાળાકૂંચી હેઠળ રાખી મૂક્યું છે અને અહીં તમારું મન રાખવા તમને કાગળીઆં આપ્યાં છે. એમાં ય એની નેમ તો તમને જે હાથ આવ્યું તે જમીનમાં દાટવાની જે આદત પડી છે તે સુધારવાની છે. કોઈ કહેશે કે અમે નોટો તિજોરીમાં મૂકીશું. તો એક અક્કલવાળાએ કેટલાંય વરસો પહેલાં પેલા રોકડચંદ અને ઉધારચંદની છબી છપાવી જ છે. તિજોરીની નોટો તો ઉંદર ચાવી ખાય; માટે એ તો આવે એવી જ વટાવવી.

**અને** મનહરલાલનું ધ્યાન બીજા વિચારે ચઢ્યું. એમને કેટલા ય દિવસથી, યુદ્ધની મીમાંસા કરતા એક વિદ્વાને કહ્યું હતું તે વિધાન યાદ આવ્યું. તેણે કહ્યું હતું કે યુદ્ધ તો સમાજના વિકાસ માટે અતિ ઉપયોગી એવી વસ્તુ છે. અવિકસિત અથવા અર્ધવિકસિતનો સાચો વિકાસ આવી મહાન સામાજિક ઊથલપાથલને લીધે જ થાય છે. એટલે જ હીણાએલા, હુકરાએલા, તિરસ્કારાએલા વર્ગો અને વસ્તુઓને ઊંચે, વિકાસક્રમના ઊંચા સ્થાને લાવી મૂકવા માટે યુદ્ધ એક સામાજિક ઉપકાર છે. આ વિધાન માટે મનહરલાલને આમ તો આદર ન'તો થયો. પણ જ્યાં આ તાત્પર્યનો એમને અનુભવ થયો કે તુરત જ એમાં રહેલા પરમ સત્યનો એમણે સ્વીકાર કર્યો. વાત આમ બનેલી. મનહરલાલ પાસે રૂપિયાની નોટ હતી અને એમણે એ વટાવવા કાઢી તો દુકાનદારે એનું છૂટું સરકારી સિક્કામાં આપવાને બદલે પોતાનો જ કોઈ માલ–જાતને ચલણી બનાવવા કોશિશ કરી. સિગારેટ છે, બસની ટિકિટ છે, સરકારી ટપાલની ટિકિટો છે–આમ કહી આ બધું આપવા માંડ્યું પણ આની, બેઆની કે નવો યા જૂનો ઢબુ કે નવો જૂનો પૈસો આપવા ના કહી. મનહરલાલ પણ આમ

સામાજિક રીતે સભાન હતા. તુરત જ એમણે આનું કારણ પૂછ્યું. અને પેલાએ કીધુંઃ લડાઈ ચાલે છે ને? ખરી વાત છે. ગૂજરાતીઓને તો કોણ જાણે કેમ પણ આનો પહેલેથી ખ્યાલ હશે; નહીંતર પેલી કહેવત હોય: 'તડ પડે ત્યારે રાકા મોંઘા'? અને એમાં ય નવા પૈસાએ જે નખરાં કર્યાં હતાં! તે તો શરમાળ કુળવધૂ જેમ લપાતા, લાજ કાઢતા, ભીંતે અડીને ચાલતા એ બજારમાં આવ્યા અને અતડા અતડા થોડુંક ફરીને ક્યાં ય અલોપ થઈ ગયા. બીજા સિક્કાઓમાં જે છાપ વગેરે હોય છે તેને બિન-જરૂરી ખર્ચાળુ માની સરકારે નવા પૈસામાંથી એને દૂર કાઢી અને ખાસ્સું સિક્કા વચ્ચે ગોળ કાણું પાડ્યું. મનહરલાલને તો હતું ઘણાં ય યુદ્ધ–બાળકોનાં (યુદ્ધને લીધે જન્મેલાં નહીં, યુદ્ધ દરમિયાન જન્મેલાં) ગળામાં આ સંભારણું તો જોવામાં આવશે જ. પણ ત્યાં ય જોવામાં ન આવ્યા. આવ્યા એવા જ એ તો બજારમાંથી ચાલ્યા ગયા. કહે છે કે કોઈક ઠેકાણે કોઈ લોક એનો વૉશર તરીકે ઉપયોગ કરે છે, આ ય પેલા વિકાસ–વિધાનનું જ એક પાસું ને?

અરે, પણ આ તો બધું ખરું પણ વાર્તા ક્યાં છે? તંત્રી–માલિકે માગી છે એવી જિંદગીને એકવાર જીવવાની તક આપતી વાર્તા...

એમ કરું? મૃત્યુ પછીની વાર્તા લખું? લોકોને એ જાણવાની જિજ્ઞાસા હોય છે અને સૌથી મોટું સુખ તો એ કે એમાં તમારે જે કલ્પનાવિહાર કરવો હોય એ કરી શકો. એ જીવને સ્વર્ગમાં મોકલવો હોય તો મોકલી શકો, પૃથ્વી પર ભૂત બનાવવો હોય તો બનાવી શકો. કોકના દેહમાં એનો પ્રવેશ કરાવવો હોય તો તેની ય છૂટ.

જિંદગી અને મૃત્યુ વચ્ચેનો આ તફાવત કદાચ કોઈના ય ધ્યાનમાં નહીં આવ્યો હોય. જિંદગી અને જીવતર લેખકને એના ચોકઠામાં જકડી લે. મૃત્યુ એનાં બધાં બંધનોથી એને વિમુક્ત કરે. જિંદગી એટલે લેખકને ગળે ઘંટીનું પડિયું. મૃત્યુ એટલે લેખકને મળેલી સુલેમાની શેતરંજી.

બસ તો એમ જ કરીએ. અને એનું નામ દઈએ: મૃત્યુનું જીવન. કેવી ફક્કડ ચમક.

કાગળ પર વાર્તાનું નામ લખાયું. મનહરલાલે એની નીચે લીટી દોરી. બીજા વિચારે કમ્પોઝીટરને સૂચના આપવા ખાતર નામ આગળ-પાછળ ચકરડું દોરી એનો એક છેડો કાગળના છેડે લઈ જઈ 'ટુ' એમ લખ્યું. પીઠિકા લખવાનો ખ્યાલ તો આવ્યો પણ પહેલાં વાર્તા જ લખવાનું ઠીક લાગ્યું.

વાર્તાનો પહેલો અક્ષર પડ્યો ના પડ્યો ત્યાં બીજી વાત આવી.

'સાંભળ્યું? બ્રિટન હિંદને પૂછે છે કે જો કૉંગ્રેસ આક્ષેપે છે તેમ બ્રિટને હિંદને નિર્વીર્ય બનાવ્યું હોય તો '૩૧ થી '૪૧ વચ્ચે આટલી વસતી કેમ વધી? છે મનહરલાલ છે તમારી પાસે એનો જવાબ?'

આ ય એક લપ છે. છાપાના કારખાનામાં કામ કરે છે અને લાગણી જેવી વસ્તુ રાખે છે! પણ મનહરલાલના મનમાં બીજા વિચારો આવ્યા. હકીકતની ના ન પડાય. વસતી વધી એની ના કેમ કહેવાય? અને તો પેલો આક્ષેપ કેમ થઈ શકે? ઉપરથી એમ કહેવું જોઈએ કે બ્રિટિશ અમલ દરમિયાન વસતી વધારવાના ઉદ્યોગને ખૂબ જ પોષણ મળ્યું છે. વાંકદેખાઓ ભલે એમ કહે કે એ બાબતમાં સરકારે માથું ન માર્યું કારણ કે લેન્કેશાયરને એ ઉદ્યોગ સાથે હરીફાઈ ન હતી. પણ દર દસ વર્ષે થતા જતા વધારાનું શું? એને ય ફૂગાવો કહેશો? તો તો પેલા વિજ્ઞાનવાદીઓ તમને અવૈજ્ઞાનિક, તરંગી કહેશે. તો આનો જવાબ છે તમારી પાસે?

અરે, તરણા ઓથે ડુંગર દેખાતો નથી. આટલી સહેલી વાત કેમ દેખાતી નથી? તમારે છેલ્લા દસ વર્ષના વસતી વધારાનું કારણ જોઈએ છીએ ને! કોઈ પણ દિવસનું છાપું ઉઘાડીને જુઓ અને એમાં નામર્દાઈના ઇલાજની જાહેરાત વાંચો. એમાં કશાં કમકમાં લાવવાની જરુર નથી. અર્થશાસ્ત્રનો નિયમ છે કે જ્યારે ઉત્પાદન અનિયંત્રિત અને વ્યક્તિગત સ્વાધીનતા ભોગવતું હોય ત્યારે માગણી અને પૂરવઠો બની શકે એટલા સમાન્તરે દોડવા યત્ન કરે છે. આટલી બધી જાહેરાતનો એ અર્થ છે કે માગણી છે. માગણીનો એ અર્થ છે કે જરૂર છે. બસ અનાજને માટે સીધાચિઠ્ઠી અને નામર્દાઈની દવા વગેરે જાહેરાતોમાં આવે છે

એવી ગેરંટીવાળી, મહાત્માઓના આશીર્વાદે મળેલી. અને આ દેશમાં જે જે શુભકાર્ય છેલ્લાં બસો વર્ષમાં બન્યું છે તેનું પૂરું શ્રેય બ્રિટિશ સરકારની રહેમદિલી અને સંસ્કારપ્રસારક તમન્નામાં રહ્યું છે. હવે તમે નહીં કહી શકો કે બ્રિટને એના અમલ દરમિયાન હિંદને નિર્વીર્ય કર્યું છે. આમ પણ તમને નિર્વીર્ય અને નમાલા બનાવ્યા નથી અને છતાં તમે બન્યા હો તો આ દવાઓ તમારે માટે મોજૂદ છે. અને એનાં પરિણામોના આંકડાઓ તો આંખ ઉઘાડે એવા છે.

અરે પણ કયાં દૂર દૂર ભાગી જવાય છે? વાર્તા લખ, વાર્તા.

મનહરલાલે જાતને સમાલવા યત્ન કર્યો. શિર્ષક પર ફરીથી નજર નાખી. આડે પાટે ચઢી ગએલા વિચારોને પાછા પલોટવા 'મૃત્યુનું જીવન' બીજીવાર ઘૂંટયું.

મૃત્યુનું જીવન!

કયાંથી શરુ કરવું? મૃત્યુ અને જીવન વચ્ચેના સંધિકાળથી? પણ માનવી હમેશાં એ ભૂખરી સંધ્યામાં જ અટવાતો હોય છે ને? જીવન એટલે જ મૃત્યુની સાંકડી ગલીમાંના ખાંખાખોળા. સરસ.

પહેલું વાકય ઘડાયું અને કાગળે નોંધાયું.

પણ આને કોઈ વાર્તાનાયક તો જોઈશે જ ને?

મનહરલાલ એકવાર પોતાની જાત પર હસ્યા. કેટકેટલી એમની વાર્તાઓમાં 'હું' નાયક અને નાયક નહીં તો પાત્ર બની ચૂકયો હતો? આ તે લેખકના પ્રદર્શનશોખી માનસનું પ્રતિબિંબ હશે કે શું? અને જોવાની ખૂબી તો એ હતી કે નાયકને હાથે હીણું ગણાય એવું કશું થવાનું હોય તે વાર્તામાં 'હું' પાત્ર બની જાય અને જ્યાં નાયકના વીરત્વની, એની ઉદાત્તતાની વાત હોય ત્યાં 'હું' નાયક થવા તુરત છાતી કાઢી આગળ આવે. માનવી આત્મકેન્દ્રી હોય છે પણ લેખક–માનવીથી એક મૂઠ ઊંચો હોવાનો અને જમીનથી એક વેંત ઊંચો ચાલવાનો ફાંકો રાખનાર પણ આવો હોય છે?

પણ એમાં ખોટું શું છે ? દુનિયામાં સાહસો કરવાનો મોકો મળવાનો નથી એવી જેની ખાતરી થઈ ચૂકી હોય છે એ મોટા ભાગે વાર્તાઓ લખે છે અને એમાં એ પોતાનું નામ ઉમેરે તો એમાં ખોટું શું છે ? સાહસ એ તો જાણે વહેતી ગંગા છે. જે ચાંગળું પાણી પીધું એ ખરું.

આમાંય, આ સાહસમાંય 'હું'? અલ્યા, આ તો મૃત્યુનું જીવન ! એમાંય તું–ના, ના 'હું'?

**મ**નહરલાલની કલમ હાથમાં જ રહી ગઈ. બીજી વાર ઘૂંટાવાથી જાડા થયા વિના છેકાએલા શિર્ષકે જાણે **મ**નહરલાલ સામે મીટ માંડી હતી: મૃત્યુ અનુભવનારને મૃત્યુનું જીવન.

**મ**નહરલાલને થયું: જીવનનું મૃત્યુ અનુભવનારને મૃત્યુનું જીવન અનુભવવાનો અધિકાર હોવો જ જોઈએ. થઈ જાય ત્યારે ! આમ પણ સાચા મરીશું ત્યારે થોડાક લેણદાર સિવાય કોઈ 'શહીદની સ્મૃતિ'માં કે એવું કાંઈ લખે એમ ન હતું. તો આવો મોકો શું કામ જવા દેવો? વાર્તાની વાર્તા, અનુભવયાત્રાની અનુભવયાત્રા અને 'હું' ને મળે એ ચિરંજીવતા–આ ભાવમાં શું ખોટું ?

ચાલો ત્યારે મૃત્યુનું જીવન શરૂ કરો.

વાર્તા ચાલી.

'હું' બરાબર અત્યારે જીવનના મૃત્યુની અને મૃત્યુના જીવનની સાંકડી કરાડો વચ્ચેથી ગુજરતો હતો. જનારાને જતાં પહેલાં યાદ કરી રહેનારાં રોતાં હતાં. 'હું' એ ગભરાયા વિના આશ્વાસન દેવા કહ્યું: 'છાના રહો.' એના મનમાં તો એમ હતું; અલ્યા મને મરવા તો દો, અત્યારથી રુઓ છો તે.

હવે બરાબર પકડ આવતી હતી. કવિ અને વાર્તાકારોની પ્રિય અને કોકે જેના પર ગ્રંથસ્વામિત્વનો હક્ક નોંધવવો જોઈએ એવી ભૂખરી સંધ્યા. એક બાજુ ખાધું પીધું ભોગવ્યું અને સ્વપ્ન્યું (**મ**નહરલાલ શબ્દ પર મલક્યા) એ બધું અને બીજી બાજુ કોકવાર ડારતી અને કોકવાર આકર્ષતી રંગભરી વસ્તુઓ. પછી તો તોફાની તરુણીઓ મસ્તીમાં ફૂલદડાની ફેંકાફેંક કરે એવી રીતે જીવન મૃત્યુએ 'હું' ને ફેંક્યા કર્યો, પણ મૃત્યુ

એને હાથમાં લેતું ન'તું અને કુશળ ખેલાડી જેમ જીવન એને નીચે પડીને નંદાવા દેતું ન'તું.

અને મનહરલાલને તુક્કો સૂઝ્યો, હમણાંજ કોક ઠાકોરે ખાંપણ પર કર નાખ્યો હતોને! એ તો આવવું જ જોઈએ. આવું તો કલ્પનામાં પણ ન આવ્યું હોત. અને કલ્પ્યું હોત તો કોકે 'તમે ભાંગ પીધી છે?' એમ પૂછ્યું હોત. પણ આ માણસને ખાંપણ ન મળી એમ લખવું? તો તો એને બેકાર બનાવવો જોઈએ. અને તંત્રીએ બેકારીની તો ના પાડી છે. ભલે તો ખાંપણવેરો ભરીને બળે. મૃત્યુનું જીવન જીવવા હિંદુ તરીકે એને માટે જરુરી હતું (પછીના વિચારે એણે એટલું સુધાર્યું કે વાર્તામાં જ જરુરી હતું) કે એ બળે. ચાલો તો બળવાની સુખચર્યા ભોગવી લો.

કમ્પોઝીટરે આવીને મનહરલાલને એમની તંદ્રામાંથી જગાડ્યા.

'દસને બદલે અગિયારને પાંચ થઈ. હવે તો વાર્તા આપો.'

અગિયારને પાંચ, મૃત્યુનું જીવન, મનહરલાલની કલમ કાગળ પર અવનવા, સંગીતને અજાણ્યા, એવા અવાજ કરતી ચાલી, અને રસભરી, ખૂબીદાર, રંગીલી, લોકને ગમે અને સરકારની દાઢમાં ન આવે એવી વાર્તાનું એક પછી એક પાનું બીબામાં ગોઠવાતું ગયું.

મૃત્યુનું જીવન...



૧૫

# ચિત્રગુપ્તના દરબારમાં

**માનવીના** મૃત્યુ પછીના જીવનનું નિયમન કરનાર **ચિત્રગુપ્ત** અને એમના કર્મસચિવ બન્ને ચિંતામાં ડૂબેલા હતા. અનાદિ કાળથી પોતાનો ધર્મ, ન્યાય અને નીતિપૂર્વક પાળનાર **યમરાજ**ને હવે જરા ઘડપણના વાયરા લાગતા હતા. ઘડપણ સિવાય આવી ભૂલોનું બીજું કયું કારણ હોઈ શકે? **ચિત્રગુપ્ત**ને ચોપડે જેનું ખાતું ખોલાયું ન હોય એવાને **યમરાજ** **ચિત્રગુપ્ત** પાસે લાવી મૂકે, એને **યમરાજ** પર ઘેરા થતા જતા વાર્ધકયના ઓળા સિવાય બીજી કઈ રીતે સમજાવી શકાય?

અને એ કરતાં પણ વધુ મૂંઝવતો સવાલ બીજો હતો. આ અકાળે આવી પહોંચેલાનું કરવું શું? આજ લગીમાં આવી મૂંઝવણ **ચિત્રગુપ્ત** સામે ક્યારે પણ નહતી આવી. રીતસર મૃત્યુ પામી માનવી અહીં આવતો. કર્મસચિવ એને મહારાજ સામે રજૂ કરતા. અને પેલા માનવીને જરા ખબર પણ પડે તે પહેલાં તો **ચિત્રગુપ્ત** મહારાજના સિંહાસન સામે ઝબકતા દર્પણમાં એ માનવીના જીવનનો સરવાળો કે બાદબાકી જે હોય તે ઝબકી જતું. પાપ–પુણ્યનો બધો ય તાળો ત્યાં મળી જતો અને એ સાથે જ એ માનવી માટેનું સ્થાન પણ નક્કી થઈ જતું. આ બધું ય

અકળ હતું, મીનમેખનો ય તફાવત આમાં થતો નહિ. માનવીએ એની કારીગરી ચિત્રગુપ્ત અને કર્મસચિવ પર અજમાવી જોવાના યત્ન કર્યા ન હતા, એમ નહીં; પણ પેલું દર્પણ ચિત્રગુપ્તને કે કર્મસચિવને પણ દાદ દે એવું નહતું.

હમણાં એ દર્પણ પણ કશાં ચેડાં કરતું હોય એવું લાગતું હતું. યમરાજના આણેલા માનવજીવોને જ્યાં દર્પણ સામે ધરવામાં આવતા ત્યાં દર્પણ એવું ને એવું કોરું ઝગારા મારતું રહેતું. માનવનો જીવનઇતિહાસ કહેવાનું નોંધવાનું કામ કરનાર દર્પણ માત્ર નિર્જીવ પ્રતિબિંબ ધરનાર કાચ બની ગયો હતો. માનવ જેવો ચિત્રગુપ્ત સામે રજૂ થતો તેવો ને તેવો જ દર્પણમાં દેખાતો.

અનંત કાલથી ચાલતી આવેલી વ્યવસ્થામાં પડતા ભંગાણે ચિત્રગુપ્તને સાચે જ ચિંતાતુર બનાવી દીધા હતા.

'દેવદૂત,' કર્મસચિવ આગળ પોતાની ચિંતા વ્યક્ત કરતાં ચિત્રગુપ્તે કહ્યું, 'આનો કંઈ ઇલાજ દેખાય છે?'

કર્મસચિવ બિચારા શું જવાબ દે? વ્યવસ્થાની ઘટમાળમાં એ એવા પરોવાએલા હતા કે વ્યવસ્થાના એકાદ અંકોડાની નબળાઈ કે અળવિતરાઈ પણ એમને ચિંતાગ્રસ્ત કરી મૂકતી.

'મહારાજ, યમરાજને આનો ખુલાસો પૂછવો જોઈએ.' કર્મસચિવે વ્યવહાર સૂચવ્યો.

ચિત્રગુપ્તે યમરાજાને બોલાવ્યા. યમરાજને પણ આ જ આફતે ઘેર્યા હતા. એકલા હોય ત્યારે શુદ્ધ બુધ ઠેકાણે છે કે નહીં એનીય એમણે ખાતરી કરી જોઈ હતી. પણ એવું તો કાંઈ એમને જણાયું નહતું. તો પછી હતું શું?

ચિત્રગુપ્તને યમરાજે આ જ વાત કરી હતી. બધું જ રાબેતા મુજબ બનતું હતું છતાં વ્યવસ્થા કેમ ખોરવાતી જતી હતી? એક જ નવી વાત યમરાજની વાતમાંથી નીકળી.

'દેવ, એક વાત છે; પણ એને આ બધાના કારણરૂપ ગણવામાં કદાચ અતિશયોક્તિ થવાનો સંભવ છે. વાત એમ છે કે હમણાં હું માનવીને લેવા નથી જતો.'

ચિત્રગુપ્ત ખીજાવાની અણી પર આવ્યા.

'ત્યારે? તમે માનવીને લેવા નથી જતા? ત્યારે માનવી અહીં આવે છે કેવી રીતે?'

'દેવ, ગુસ્સે ન થશો. આ તો હમણાં હમણાં માનવી મને, પોતાને અહીં લાવવા બોલાવે છે એની હું વાત કરતો હતો.'

'માનવી તમને બોલાવે છે?' કર્મસચિવથી હસી પડાયું. 'માનવી નવો પ્રેમ કેળવે છે કે શું?'

'એ તો કોણ જાણે. આ તો દેવ આગળ એક કહેવા જેવી વાત મેં કીધી. પણ એનાથી આ નવી જાગતી અવ્યવસ્થાનો ઓછો ઘટસ્ફોટ થઈ શકશે?'

ચિત્રગુપ્તની ચિંતા હવે દેખીતી રીતે ક્રોધમાં પરિણમતી હતી.

'એ જે હોય તે. પણ હું યમદેવને ચેતવણી આપી દઉં છું કે હવેથી...' કર્મસચિવને સાચે જ ચિંતા પેઠી. ચિત્રગુપ્તના ક્રોધથી એ અજાણ્યો ન હતો એટલે જ એણે ચિત્રગુપ્તને બોલતાં વચ્ચેથી અટકાવ્યા.

'હાં હાં, મહારાજ, આ ક્રોધ આપને ન શોભે. આપ ચિંતા ન કરો. અમે એનો ઉકેલ આણીએ છીએ.'

પણ ચિત્રગુપ્તને આશ્વાસન આપવું એક વાત હતી અને પરિસ્થિતિનો ઉકેલ આણવો એ બીજી વાત હતી. કર્મસચિવ અને યમરાજ બન્ને એકાંતમાં મળ્યા. યમરાજ કર્મસચિવને હમણાં હમણાં થતા નવા અનુભવોની વાત કરતા હતા.

'દેવદૂત, હમણાં તો માનવી કોઈ અજબ રીતે વર્તે છે. રાજમાર્ગો પર ચતોપાટ પડી રહી મને વારંવાર બોલાવ્યા કરે છે. માનવીમાં કેટલાક આશાભંગ થયા હોય છે એ મને પૂકારે છે એ હું જાણું છું. પણ આ એવી પોચટ જાતના નથી.'

'માનવી માત્ર પોચટ.' માનવીથી ઉચ્ચતર કક્ષાએ હોવાનો ખ્યાલ દેવદૂતથી દૂર કરી શકાતો નહતો.

'સાચી વાત કહું તો તો એની દયાજનક હાલત પર મને તરસ આવે છે. મહાપ્રભુએ માનવીને કઈ આશા સાથે સર્જ્યો અને એ બદબખ્તે પોતાની શી હાલત કરી છે!' યમરાજે પોતાની લાગણી ઠાલવી.

પણ દેવદૂતે એમાંથી નવો સૂર તારવ્યો.

'ત્યારે તમે દયાથી પ્રેરાઈને માનવીને અહીં લાવો છો?'

કર્મસચિવના સવાલમાં અમલદારી તુમાખી હતી. યમરાજને એની થોડી કળ તો લાગી પણ કડવો ઘૂંટડો એ ગળી ગયા.

'દેવદૂતજી, એમાં મારી દયાનો સવાલ નથી. ચેતનવિનાના માનવીને, જીવનજ્યોત બૂઝાવી બેઠેલા માનવીને અહીં લાવી મૂકવાનો મારો ધર્મ છે. એ કાળમાં મેં ક્યારે ય હૈયું પામર કર્યું નથી.'

દેવદૂતે આ વાતની મનમાં ગાંઠ વાળી, પણ એથી કંઈ વસ્તુસ્થિતિનો ઇલાજ જડતો નહતો.

'યમદેવ, મને તો એમ લાગે છે કે માનવીને આપણી આ મુશ્કેલીથી જાણકાર કરીએ. મને લાગે છે કે એની વાત સાંભળતાં જ આપણને કાંઈ ઉકેલ જડી જશે.'

'પણ મહાપ્રભુ કોપશે તો નહીં ને?' યમરાજાએ બીક બતાવી.

'એ ભય તો સદા ય તોળાતો જ રહેછે ને!' વ્યવહારુ દેવદૂતની નજર ઉકેલ જ શોધતી હતી.

યમરાજને પણ યોજના ગમી. બન્નેની ભેગી વકીલાતે ચિત્રગુપ્તને પણ એ યોજનામાં સાથ આપવા પ્રેર્યા.

ચિત્રગુપ્તનો પૂરો દરબાર ભરાયો. પાર્ષદોની કતારની કતાર આ નવા અનુભવના સાક્ષી બનવા આવી પહોંચી હતી.

ચિત્રગુપ્તે આજ્ઞા કરી અને યમદૂતો, એમના સમય પહેલાં ચિત્રગુપ્તને દરબારે આવી પહોંચેલા માનવીઓની કતારને લઈ આવ્યા.

એ માનવી ન હતા. માનવીનો ક્રૂર પરિહાસ હતા. હાડકાંની પોટલીને ચામડામાં માંડમાંડ બાંધી રાખી હોય એવો એમનો દેખાવ હતો. આંખોના કૂવા ઊંડા ઊતરેલા હતા. ગાલનાં હાડકાં ઉપર ઊપસી આવીને કશી ભયંકરતા સર્જતાં હતાં.

ચિત્રગુપ્તે કર્મસચિવને આમને સવાલ પૂછવા કહ્યું, પણ માનવીનો આટલો અનુભવ છતાં ય કર્મસચિવે થાપ ખાધી. માનવીએ જ બોલવા માંડ્યું:

'દેવ, યમરાજાનો ઉપકાર થયો કે અમને નારકી યાતનામાંથી ઉગાર્યાં.'

કર્મસચિવ અને ચિત્રગુપ્ત આ કંકાલોની કતાર સામે જોઈ રહ્યા.

'પણ માનવસ્વભાવ છોડી તમે યમદેવને કેમ યાદ કર્યાં?' કર્મસચિવે સવાલ પૂછ્યો.

'પ્રભુ, જીવતરનાં દુઃખ કરતાં યમદેવનો મૃત્યુપાશ મીઠો લાગતો હતો.'

'કારણ?'

માનવીને ચિત્રગુપ્ત જેવા દેવ કારણ પૂછે એ ન સમજાયું. એણે માનવસ્વભાવનું પ્રદર્શન કરવા માંડ્યું:

'દેવ, આપ તો અંતરજામી છો. આપનાથી શું અજાણ છે?'

ચિત્રગુપ્તને આને નરકે ચાંપવાનું મન થઈ આવ્યું.

'અજાણ છે એટલે તો પૂછવું પડે છે.'

'વાત એમ છે કે તમારો અહીં આવવાનો સમય થાય તે પહેલાં તમે અહીં આવ્યા છો.' કર્મસચિવે ખુલાસો કર્યો.

માનવીને અચંબો થયો.

'એમ કેમ બને પ્રભુ? ચેતન ઘટી જાય એટલે મૃત્યુ આવે જ. અને મૃત્યુ એટલે તો આપના દરબારનું તેડું.'

'પણ ભલા માણસ, મારા તેડાવ્યા તમે નથી આવ્યા.' ચિત્રગુપ્તે કહ્યું.

'મનુબાલ, હું તમને તેડવા નહતો આવ્યો. તમે મને આગ્રહ કરી અહીં તમને લાવવાની પ્રેમભરી ફરજ પાડી હતી.' યમરાજે ખુલાસો કર્યો.

માનવી મૂંઝાયો. આ બધું શું હતું એ જ એને તો સમજાતું ન હતું.

'પ્રભુ, આ બધું શું છે તે જ મારી સમજમાં નથી આવતું.'

કર્મસચિવે વ્યવહારુ ઉકેલ સૂચવ્યો:

'એમ કરો, તમારી જિંદગીના છેલ્લા દિવસોની જરા વાત કરો.'

એક પછી એક માનવીએ પોતાની વાત કહેવા માંડી.

પહેલાએ જિંદગીના છેલ્લા ત્રીસ દિવસમાં અન્નનો કણ જોયો ન હતો. જાતને ઢસરતો એ પાસેની મોટી નગરીમાં ગયો. ત્યાં તેના જેવા કેટલાય હતા. ક્યાંય અન્નનો કણ નાખી નજરે નહતો પડતો. રાજમાર્ગ પર જ એ પડી રહેતો. મૃત્યુને દિવસે એ પડી રહ્યો હતો ત્યાં જ કોકે ઊલટી કરી, ભૂખના માર્યા આ માનવી એ ચાટી ગયો અને એની નસેનસ ખેંચાવા માંડી. એણે યમરાજને યાદ કર્યા અને યમરાજે એના ઉપર દયા કરી. એ ચિત્રગુપ્તના દરબારમાં આવ્યો.

ત્રણ નાના દીકરા–દીકરીને પાણીમાં ડૂબાડી પોતે પછી પાણીમાં ડૂબ્યો એ વાત બીજાએ કહી.

પછી બે ભાઈઓ આવ્યા. પંદર દિવસથી અનાજ દેખ્યું ન હતું, મૃત્યુને દિવસે ક્યાંકથી બે મૂઠી ચોખા મળ્યા. આનંદપૂર્વક રાંધીને મોટો ભાઈ ઈશ્વરસ્મરણમાં પડ્યો. નાનાને ભૂખે સતાવ્યો તે ભાત ખાઈ ગયો. પ્રાર્થના પૂરી થતાં મોટાએ નાનાનું પરાક્રમ જોયું. એને ક્રોધ ચઢ્યો. પાસે પડેલો ચીપીઓ નાનાને માર્યો. નાનાએ સામી સળગતી કાઠી ઝીંકી.

આખી કતારે આવી જ ભૂખે મર્યાની વાત કહી.

ચિત્રગુપ્તનું હૈયું દયાથી દ્રવ્યું. માનવીને એમણે શક્તિશાળી કલ્પ્યો હતો. એની અસંખ્ય નબળાઈઓ છતાં એનું ધીરપણું એમને હૈયે વસ્યું હતું. અહીં તો મૃત્યુ મારે એ પહેલાં જ મરેલા પામરોનું ઝૂંડ હતું.

અને એમનાથી માનવીને કહ્યા વિના ન રહેવાયું:

'હું તો તમને શક્તિશાળી માનતો હતો. પથ્થરને કોતરીને પણ તમે માર્ગ કાઢો. તમે તો જીવનને બહેલાવનાર. મહાપ્રભુએ આપેલી બુદ્ધિનો જીવનના સંવર્ધન અને વિકાસ સારુ ઉપયોગ કરનાર માનવી આમ કાયર થઈ, હામ છોડી દઈ યમદેવનું આરાધન કરવા મંડી પડશે તો પૃથ્વીનું થશે શું?'

માનવીએ દલીલ કરવા માંડી:

'પણ પ્રભુ, અમે તો લાચાર નિસ્સહાય પામરો છીએ.'

'છો નહીં, બન્યા છો. તમને પામર સર્જવામાં નથી આવ્યા. તમારી જાતે તમે પામર બન્યા છો.' ચિત્રગુપ્તના અવાજમાં ઉત્તેજના વર્તાતી હતી.

'પ્રભુ, એ તો આપનો...'

માનવીને આગળ બોલતો ચિત્રગુપ્તે અટકાવ્યો.

'માનવી, તું તારી પોતાની જાતને ભૂલી બેઠો છે. પ્રમાદ અને અસહાયતાના વિચારે તું ભાન ગુમાવી બેઠો છું. પંગુતા અને પામરતા તને જીવતાં મારે છે. પણ આ જ નિર્બળતા તને ક્યાં લઈ જશે તેનો કદી ય તે વિચાર કર્યો છે? એમાં ને એમાં તું તારા પોતાના ભાઈઓનો ગુલામ બન્યો, એમાં ને એમાં તું હતો ન હતો થઈ જઈશ.'

કંકાલોની કતાર કંપતી હતી.

'પ્રભુ, અમે તો પામરો છીએ. આપે કહ્યું એ તો અમારી ગુંજાશ બહારનું છે. હવે તો અમારે માત્ર આપનું શરણ છે. તારો, પ્રભુ, અમને ઉગારો.'

ચિત્રગુપ્તનો સાત્વિક ક્રોધ વધતો જતો હતો.

'ચિત્રગુપ્તને અને ચિત્રગુપ્તના દરબારને તમે શું માન્યાં છે? તમારી નિર્બળતાઓને ઢાંકવાનું કોઈ ઉપરણું માની બેઠા છો? આટલી ભરી પૃથ્વી પર તમને અન્નનો કણ મળતો નથી? તમારા જેવા નિર્વીર્ય બાયલાઓને માટે અહીં જગા નથી.'

સભા કંપી ઊઠી. ચિત્રગુપ્તને આવા રુદ્રરૂપમાં કોઈએ ક્યારે ય નહતા જોયા.

માનવીનું કંકાલ ચિત્રગુપ્તને પાયે પડ્યું.

'પ્રભુ!'

ચિત્રગુપ્તને આ પામરતાના પ્રદર્શનને દૂર હટાવી દેવાનું મન થયું પણ એણે પોતાની વૃત્તિને કાબૂમાં રાખી.

'ભલા માનવી, મારા પગ પકડે તારો ઉદ્ધાર નથી થવાનો. તારો ઉદ્ધાર તારા હાથમાં છે. કુદરતે તને શક્તિ આપી છે, રહેવા પૃથ્વી આપી

છે, તારી કાયા પોષવા એનાં વાયુ અને નીર સતત વહે જાય છે. પૃથ્વી કદી ય તારી સેવાથી રૂઠતી નથી, એનું છે એ તારું છે, તમારા સહુનું છે. સહુનો એના ઉપર હક્ક છે. જે તને તારો હક્ક નકારે એને તારા હક્કનો આદર કરતો કરવાની તારામાં શક્તિ છે. તારું છે એ તું લે. એ લેતાં ડરીશ તો જીવનનો અમૂલો લહાવો ગુમાવીશ.'

માનવીને આ સમજાતું ન હતું. ફરી એણે દલીલ આદરી:

'પ્રભુ...'

પણ ચિત્રગુપ્તની ધીરજ ખૂટી હતી, માનવતાના આ અપમાનમાં એમને સર્જકનું અપમાન લાગતું હતું.

'ના માનવી, મારા દરબારમાં માનવીને જ સ્થાન છે. માનવી માફક જીવનસંગ્રામમાં ખપી જઈને આવશો તો આ દરબાર તમારી મહેમાનગીરી કરશે પણ અત્યારે તો તમે માનવતાનું અપમાન છો, અહીં તમારે માટે જગા નથી.'

અને ચિત્રગુપ્તની આજ્ઞા પ્રમાણે પાર્ષદોએ કંકાલોને પાછા પૃથ્વી પર ફેંકી દીધા.



૧૯

# આઠમું પગલું

**પગલે** પગલે ઉત્સાહ હતો. નવજીવનનો તલસાટ, જીવનની ધન્યતાનો ઉમંગ, સ્વપ્નાંની ફોરમભર્યાં કોડ સહુ પગલે પગલે તાલ દેતાં હતાં. ચાંદની પથરાતી હતી, કળીઓ મોરતી હતી, મદભર્યો પવન વાતો હતો.

પણ સપ્તપદીનાં સાત પગલાં પૂરાં થયાં ત્યાં તો આઠમે પગલે એમનું જીવન અટવાઈ ગયું.

સુમનના જીવનની ધન્યતાના ખ્યાલ અને કિરણના રહેણીના ધોરણના બંધેજ વચ્ચે અણધાર્યું ઘર્ષણ આવીને ઊભું રહ્યું.

કિરણની વાત સીધી સાદી, રૂપિયા આના ને પાઈની હતી. પંચોતરની કમાણીમાં એ જ જીવ સુખેથી રહી શકે. જીવનમાં નિરાંત જોઈએ. સુખ અને સગવડનો પૂરો અંદાજ જોઈએ. એમાં કશુંય કમી થવા દેવું એ જીવનની ધન્યતામાં—લોકે માનેલી ધન્યતામાં ભલે ઉમેરો કરતું હોય, સાચી રીતે તો એ જીવનનો હ્રાસ બને છે અને એ ત્રીજાને પણ નિરાંત, સુખસગવડનો અધિકાર છે ને? માત્ર પોકળ સંતોષ, મરણ

બાદ નરકયાતનામાંથી થનારા ઉગારાના આશ્વાસન ખાતર, આવનારાને અને અહીં રહેલાને, જીવનમાં ભિનતા ન આવવા દેવાય. તરંગની વાતોથી, સ્વર્ગનાં સ્વપ્નાંથી મનને મનાવી શકાય. પણ મન માને એટલે અગવડ સગવડ નથી બની જતી. આરામ અને નિરાંત પર પડતા કાપને સહ્ય બનાવવા રચી કાઢેલાં, બનાવી કાઢેલાં જોડકણાં જેવી હવાઈ વાતોથી જે જાય છે, ઓછું થાય છે તેનો બદલો નથી મળી રહેતો. કિરણ કોકવાર કહી પણ દેતો: 'એ શોખ ભારે પડે.'

સુમનની વાત જુદી હતી. એ સ્ત્રી હતી એટલું કહ્યાથી જ એના દિલની વાત નહિ સમજાય. સપ્તપદીનાં પગલાં ભરતાંય એને પોતાના જીવનની સાર્થકતાનો, આ જ માત્ર એક રાહ દેખાયો હતો. એનાં સ્વપ્નાંની વેલ પણ એ જ આધારને વીંટળાયેલી હતી. વિકાસની કેડી આ જ હતી.

કશુંય કહ્યા વિના, કિરણ લગ્નને બીજે જ દિવસે જ્યારે સુમનને ડૉ. મિસ એલિસ પાસે લઈ ગયો ત્યારે સુમનનું હૈયું ધડકતું હતું. કશો અવ્યક્ત ભય એને મૂંઝવી રહ્યો હતો. એની વ્યાકુળતાને એ કિરણ આગળ કહી પણ ન શકી, પણ ડૉ. મિસ એલિસે જ્યારે કિરણને વાતની વાતમાં જરા ધમકાવ્યો ત્યારે સુમનને ન જાણે કેમ પણ કશો આત્મસંતોષ થયો.

વિશ્વાસપૂર્વક કશું કહી શકે એટલી આત્મશ્રદ્ધાની પહેલી જ ઘડીએ સુમને કિરણને કહ્યું–પૂછ્યું પણ ખરું. થોડો ઠપકો એણે એમાં જાણી જોઈને મૂક્યો હતો. કારણકે જેને લગ્ન કહી શકાય તે પહેલાં જ એને લેડી ડૉકટર પાસે લઈ જવામાં કિરણે એના સ્ત્રીત્વનું અપમાન કર્યું હતું એમ એને લાગ્યું હતું.

'હવે તો ખાતરી થઈને ?' પૂરી મસ્તીથી સુમને પૂછ્યું.

કિરણ પળભર મૂંગો રહ્યો. એના મનમાં આવતા બધા જ ખ્યાલની આ છોકરી કદર કરી શકશે ? ન જાણે કેમ પણ કિરણના મનમાં આ વિષે પહેલેથી જ વસવસો હતો. અને એટલું ઓછું હોય એમ પાછું એમાં આત્મવિશ્વાસની થોડીક ન્યૂનતા પણ ભળી હતી.

સ્ત્રીની સામાન્ય સમજથી સુમન કિરણની મૂંઝવણને કળી ગઈ.

'ચોપડીઓ વાંચી વાંચીને તો તમારા મનમાં ભૂતે માળા બાંધ્યા છે.' અને બે હાથની આંગળાંની માંચીમાં અદ્દાભેર વિખરાયેલી અલકલટવાળું માથું ઝુલાવતાં એણે ઉમેર્યું: 'હવે ચોપડી વાંચવાની જરૂર નથી. હવે તો હું છું ને!'

સીધું આમંત્રણ!

જીવનનું અર્થશાસ્ત્ર! સુખ, આરામ, સગવડના રૂપિયા આના પાઈ!

કિરણે પારકાના અનુભવ પરથી જીવનના, જીવી શકવાના સોનેરી સિદ્ધાન્તો તારવ્યા હતા. સંયમનો એનો દાવો નહતો. એ રીતે એણે મન વાળવાનો કદી ખ્યાલ પણ નહતો કર્યો. પણ દુનિયાના રંગે રંગાયેલા જુવાનની બધી રીતો એને કબૂલ હતી. એ જ રાહ એણે પોતે પહેલેથી જ પોતાને માટે આંક્યો હતો. એનાં વખાણે એ ચડતો.

'માણસ પણ શું શું કરામત કરે છે? સાપ મરે પણ નહીં અને લાઠી ભાંગે પણ નહીં!'

વખત વીતતો ગયો. કિરણ પોતાને સુખી માનતો હતો. અને એના પોતાના સંતોષનું પરમ કારણ એને એ લાગતું હતું કે ખૂબ સફળતાપૂર્વક એણે સુખનો લોપ કરનાર—અને આ વિષે તો એને પાકી ખાતરી થઈ ચૂકી હતી—વાતને બનતાં અટકાવી હતી. સંસારનાં સુખ કહી શકાય એ એનાં હતાં: જેને એ સંતાપ માનતો હતો તેને એણે મૂળથી જ અટકાવ્યો હતો.

સુમનને દિવસે દિવસે જીવનમાં આ ઊણપ વધુ અને વધુ લાગવા માંડી. કિરણનાં બધાં ભાષણ છતાં એને જીવન ઊણું ઊણું લાગતું હતું. તૃષ્ણાભરી આંખે સંસારમાં એ સુખ ખોજતી હતી. એ સુખનો પોતાને અધિકાર હતો; મમતે ચઢીને કિરણ એ સુખને એનાથી દૂર ને દૂર ધકેલતો હતો.

સુમનની આંખમાં આંસુ હતાં. કિરણના ખોળામાં માથું ઢાળી એણે આજીજી કરી. સુમનને બરડે હાથ ફેરવતાં કિરણે એની એ જ વાતો ફરીથી કરી.

શબ્દ તો એક 'સુખ' જ હતો, માત્ર બન્નેની નજર જુદી હતી.

કિરણની વાતોમાં મગનલાલ અને એમનાં પત્ની કાશીબહેનની વાત અચૂક આવતી. પચાસનો પગાર, પાંચ છોકરાં, બે કસુવાવડ: આની આ જ વાત એણે સુમનને લગ્ન પછીના એકએક ચોવીસ કલાકમાં એકવાર કરી જ હશે.

સુમન મૂગી બની. કિરણ સમજ્યો, એ જીતી ગયો.

વખતને વીતતાં કંઈ વાર લાગે છે?

મગનભાઈ સવારના પહોરમાં જ ફરિયાદ લઈ આવ્યા.

'ત્રણસોને ચોસઠ દિવસ સંયમ પાળો અને એકબે પળ જાત પરનો કાબૂ ગુમાવી દો એટલે કુદરત વેર લેવા નીકળી પડી જ છે ને!' આત્મવંચનાની પોથી ખોલતાં મગનભાઈએ કહ્યું.

'પણ ભલા'દમી શું કામ હેરાન થાઓ છો?' કિરણે મુરબ્બીવટ દાખવતાં કહી બતાવ્યું.

'ત્યારે તમારે રસ્તે જઉં? એ તો મને ન પાલવે. અને પાછી એની તબિયત...'

કિરણ ખડખડાટ હસી પડ્યો. મગનભાઈએ બિચારાએ છોભીલા બની ઓરડામાં જોયું. સદ્‌ભાગ્યે સુમન ત્યાં નહતી.

'મગનભાઈ, તમારી વાત તો ભંડાર લૂંટાવવો પણ કોડી માટે બજાર વચ્ચે આબરૂ જવા દેવી એવી છે. પાલવવાનો સવાલ તો હોતો જ નથી. અને તબિયતની વાત તો તમે કયે મોંએ કરો છો? અંગ્રેજ સરકાર જેવી તમારી વાત છે. કારણ પોતે અને પરિણામની ફરિયાદ કરનાર પણ પોતે!'

મગનભાઈએ બિચારાએ ખુલ્લા દિલે વાત કરવા માંડી. કિરણના જવાબમાં હતો એ આપવડાઈને ઘૂંટડો પણ એ મીઠો કરી ગયો.

'આ વખતના સેન્સસમાં તો તમારું નામ જાડા અક્ષરમાં છાપવું જોઈએ, અને અંગ્રેજ સરકારે તમને લોકને તો ખાસ ખિતાબ–ચાંદ એનાયત કરવા જોઈએ. દેશને નિર્વીર્ય કર્યાના આક્ષેપ સામે તમે તો સરકારની ઢાલ છો!'

કિરણના બોલવામાં નરી નિંદા આવતી હતી. પણ મગનભાઈ તો પોતે જ પોતાની જાતની એટલી નિંદા કરતા હતા કે આમાં એમને કશું હીણું ન લાગ્યું.

વાતને અંતે પચીસ રૂપિયા અંગઉધાર લઈ મગનભાઈ કિસ્મતને રોતા ગયા. કિરણને પોતાના અનુભવભાથામાં એક નવું તાતું તીર ઉમેરવાનો અવસર મળ્યો.

રાતે એણે જ વાત કાઢી :

'કેવી છેતરપિંડી છે આ? સુખને છેતરવા જતાં પોતે જ ઊંડા ધરામાં પડે છે. એટલું ય નથી જોતા! છતી આંખના આંધા!'

કિરણને પોતે સુખસંતોષના શિખરે બેઠો હોય એમ લાગતું હતું. બીજાની પામરતા માટે તુચ્છકાર સિવાય એની પાસે કશું ન હતું.

મૂગી બનતી જતી સુમને એટલું જ ઉમેર્યું: 'કોણ જાણે, કોણ કોને છેતરે છે?'

કિરણને સંસારથી પરમ તૃપ્તિ હતી.

સુમન મૂગી હતી. કિરણે એકવાર ફરિયાદ પણ કરી :

'હમણાં તો તું જાણે ઝાડનું થડિયું થતી જાય છે!'

કાંઈ જવાબ નહિ. જાણે થડિયું જ!

* * *

કિરણ મનમાં ને મનમાં મૂંઝાતો હતો. સુમન એને સમજાતી ન હતી. એ હસતી તોય એને ચહેરે તાઝગી ન'તી દેખાતી. થોડા થોડામાં એ થાકી જતી. આંખની આગળપાછળ કાળી કાળી દાઝ આવી દેખાતી હતી. અને છતાં ય એ પૂછતો ત્યારે એ વાત ઊડાવી દેતી. કશું ને કશું બહાનું એ આગળ ધરી દેતી.

મનમાં બંધાયેલી ગ્રંથિ કિરણના મનને ઝીણા ઝીણા ટુકડામાં રહેંસી દેતી હતી. 'કાંક...' પણ પછી પોતાની જાતને આગળ સવાલ પૂછવાની હિમ્મત ન'તી ચાલતી.

છેવટે બધા સાહસની ભેગી પોટલી બાંધી એ એક દિવસ ડૉ. મિસ એલિસને ઘેર લઈ આવ્યો. ત્યાં દવાખાને જવા તો એ સુમનને ન'તો જ સમજાવી શક્યો.

કિરણનો જીવ પડીકે બંધાયો. એના બધા ભય સાચા પડતા જતા હતા.

ડૉ. મિસ એલિસે આશ્વાસન દેતાં : 'જરાકે ફિકર રાખવાની જરૂર નથી. બધું Normal છે.'

કિરણ બાઘા જેમ એના સામું જોઈ રહ્યો.

મિસ એલિસને કિરણના હાવભાવ ન સમજાયા.

'તમે કેમ આમ ડઘાઈ ગયેલા લાગો છો? સાચે જ કશી ફિકર કરવાની જરૂર નથી. ચોથા મહિનામાં આવો 'નૉર્મલ' અને 'હેલ્ધી' કેઈસ તો ભાગ્યે જ મળે છે.'

કિરણને પગ નીચેથી ધરતી સરી જતી લાગી. માંડમાંડ એ મિસ એલિસને એની ગાડી લગી પહોંચાડી આવ્યો.

એ પાછો ઘેર આવ્યો, ત્યારે એના આખા શરીરમાં જાણે આગ ભરી હતી. આવીને સીધો એ અંદરના ઓરડામાં ગયો. સુમન થાકેલી હોય એમ હીંચકે સૂતી હતી.

'તેં મને કહ્યું પણ નહિ?' કિરણ તડૂક્યો.

સુમન ફિક્કું હસી.

'આવું તે હું તમને કઈ રીતે કહું? અને પાછું તમને તો પેલું ભૂત...'

'તેં મને છેતર્યો સુમન!!' ખુરશીમાં બેસતાં કિરણ બોલ્યો.

'મેં તો તમને ક્યારનુંય કહ્યું હતું!'

'પાછી ઉપરથી શિરજોરી?'

'યાદ કરો. મેં નો'તું કહ્યું કે કોણ કોને છેતરે છે એ તો કોણ જાણે?'

'તને હસવું આવે છે? તેં તારું ધાર્યું કર્યું. દુઃખી થવું અને દુઃખી કરવા.' કિરણ રોષે ભરાતો જતો હતો.

સુમન હીંચકેથી ઊઠી કિરણ પાસે આવીને ઊભી રહી. ગુસ્સામાં ધરતી પર નજર ઢાળી બેઠેલા કિરણનું ચિબુક એણે હાથથી ઊંચું કર્યું. એની હસતી, મસ્તીભરી, આત્મોલ્લાસે દીપતી નજર પૂછતી હતી: સાચે જ તું દુઃખી છે?

કિરણથી એ નજર ન જીરવાઈ. નિસાસો નાખી એ બોલ્યો: 'તકદીર!'

આગળની વાત તો નવમા પગલાની છે.



૧૭

# મહાબાહુ

હસુંહસું થતી આંખ ઉઘડી ત્યારે દિવસ પણ સહાનુભૂતિભર્યો હસતો હતો એમ મહાબાહુને લાગ્યું. એનું દિલગુલાબ તો આજે પૂરું પ્રફુલ્લેલું જ હતું. આનંદોર્મિ ઓધે ચઢી હતી. મીઠાં અને મદપ્રેરતાં સ્વપ્નાંની ફોરમ હજુ ય મનઃપટ પર રમ્યા કરતી હતી.

મહાબાહુએ ફરી એકવાર આંખ મીંચી. પ્રકાશ કદાચ એ સોણલાંને, સોણલાંની રંગભરી ઝાકમઝોળને, ઝાકળનાં મોતી જેમ ખેરવી દે એવી ભીતિએ એણે પોપચાંને વધુ જોરથી દાબ્યાં. પણ ઊંડે ઊંડેથી જાણે કોક એને ખાતરી આપતું હતું કે સૂરજનો પ્રકાશ એવો અદેખો ન હતો. એના આનંદમાં એને પણ આનંદ હતો. પ્રકાશ અને નિરાશાનો અંધકાર બન્ને સાથે સાથે ન જ જઈ શકે.

બધું મંગલમય હતું, બધું નિર્મળ હતું.

નાનકડી નંદિનીએ યાદ દેવરાવ્યું ત્યારે જ એને યાદ આવ્યું કે આંખ પણ ખોલ્યા પહેલાં જે સિગારેટના ધુમાડાની એને આદત હતી એ આજ એમ ને એમ રહી ગઈ હતી. રોષે ભરાઈ હોય એમ સિગારેટની

ડબ્બી માનભંગ માનુની જેમ પડખે પડી રહી હતી. દિવાસળીનું ખોખું ય તહેનાતમાં ન પોકારાયાનો અશબ્દ વિરોધ દાખવતું હતું.

પણ આજે એ બધાની જરૂર જ ન હતી. શાખે પાકતા આંબાની મીઠાશ જેમ અનેરી અને અનન્ય હોય છે એમ સ્વયંભૂ આનંદનો, કારણ-કાર્યની પંચાતમાં ન પડનારા આનંદનો રસાસ્વાદ પણ નિર્બળ અને કૃત્રિમ સાધનોથી નિષ્પન્ન થતા આનંદ કરતાં અનેકગણો અધિક હોય છે.

મહાબાહુને જાણે આજે નવી પ્રેરણા મળી હતી. જીવનના ઝંઝાવાતમાં એ નંદવાઈ જાય એ પહેલાં એને પૂરેપૂરી જીવી લેવાની, જીવાડી દેવાની એને ઉત્કંઠા હતી. આજે મળી હતી એવી સુભગ પળ ક્યારેક જ જીવનમાં આવે છે, અને તે ય કોઈ નસીબવંતાને જ સાંપડે છે. જીવનને ધન્યતર બનાવતી એ વાત હતી. એને તો ચિરંજીવ કરવાની હોય, સનાતન કરવાની હોય.

આનંદનો સાચો ઉપભોગ તો અન્યને એના ભાગીદાર બનાવવામાં હોય છે. આનંદને કંજૂસની લક્ષ્મી જેમ રાખનારને આનંદનો અધિકાર પણ નથી હોતો. આવું કશું એને હાથ આવે એ તો મર્કટને હાથ મોતીની માળા પડ્યા જેવું જ ને?

પણ મહાબાહુ એવો નહતો.

એણે ફલક તૈયાર કરવા માંડ્યું. ઉલ્લાસભર્યો, ગુલાબની પાંખડી જેવા જીવનનું એને ચિત્ર દોરવું હતું. એ જ એના આનંદને ચિરંજીવ કરવાનું સાધન હતું. જગસર્વને પોતાની ઊર્મિના હિસ્સેદાર બનાવવાની કલ્યાણકારી તરકીબ હતી.

આછી રેખાઓ દોરતાં એનો ખ્યાલ જીવનની કિલ્લોલવન્તી રંગક્ષિતિજે ઘૂમતો હતો.

જીવન રંગભર્યું હતું.

મહાબાહુ કલ્પનાની સોનેરી રજ પર પગલાં પાડતો હતો.

જીવન અને કમળ: શા માટે જીવન કમળ પાસેથી બોધપાઠ ન લે? પોતાની પાંખડીએ પાંખડીને ખોલી દઈ, સૂરજને પોતાનામાં સમાવી દેવાની મંગલમય ભાવના સેવતું, પરાર્થે જીવતું કમળ: જીવનને આવો બોધપાઠ બીજું કોણ શીખવવાનું હતું?

સિદ્ધહસ્ત કલાકારની પીંછી આવી જ કલ્પનાને ફલક પર જકડી રહી હતી. મંગલમય, પરાર્થી, રંગ—રસ—ભર્યા જીવનનું પ્રતીક ફલક પર ઊતરી રહ્યું હતું. ઉલ્લાસ, સરળતા, મનમાં ગાંઠ વાળી દેતું સૌમ્ય, ભાવના અને ભક્તિપ્રેરતું સૌંદર્ય: સહુ પીંછીની વાચાથી જીવન્ત બનતું હતું.

નમણી કન્યા : ઉષાના રંગ : મોહક મૌગ્ધ્ય : મનના મેલને જલાવી દેતું તેજ: નિર્દેશ રૂપ : ભાવનાની દીપ્તિ.

મહાબાહુની પીંછી કલ્પનાઓને સજીવ કરતી ચાલતી હતી.

બધું મંગલમય હતું. બધું નિર્મળ હતું. બધું કલ્યાણકારી હતું.

મહાબાહુને સંતોષ થયો. જીવનનું, નવજોમવન્તું, તરવરતું છતાંય ઉચ્છૃંખલ નહીં એવા જીવનનું પ્રફૂલ્લ પ્રતીક આજે એણે લોક આગળ મૂક્યું હતું. આત્મધન્યતાના નિઃશબ્દ ઉચ્ચારે મહાબાહુનું હૈયું ભરાઈ ગયું

સૂરજ તપતો હતો. નિઃસહાયના પૂકાર જેમ પવન પણ મનમાં ને મનમાં જલતો હતો. પ્રખર તેજથી બચવા આંખે નેજવું કરવું પડતું.

મહાબાહુ ચિત્રને જોઈ જ રહ્યો હતો, ચિત્રમાં એને જે કહેવું હતું તે બધુંય કહેવાઈ ગયું. પ્રજાના સંતપ્ત પ્રાણ પર એને મીઠી અમીવર્ષા કરવી હતી. જીવનની કદ્રૂપતાને સ્થાને સ્નિગ્ધ સૌંદર્યધારા વહેતી કરવી અને એ બધું એક ભાવનાપ્રતીક ધરીને—આશા આપીને.

મહાબાહુએ એક કંપારી અનુભવી. કશો અણચિંતવ્યો કુઠારાઘાત થયો હોય એમ એને લાગ્યું.

એણે માત્ર આશા જ ધરી હતી! તપતા સૂરજ સામે ઝઝૂમતી ફૂલપાંદડીની આશા જેવી જ એ આશા! દુર્બલનું શસ્ત્ર, અસહાયનો ધ્વજ: માત્ર આશા!

અનિમેષ નયને મહાબાહુ ચિત્ર જોઈ રહ્યો અને કશા અકારા દર્શનથી જાતને ઉગારવા મથતો ન હોય એમ એણે આંખે હાથ દીધા.

આ આશા ન હતી. આ તો હતો અસહાયતાનો એકરાર. નવી ભાવના, નિર્વ્યાજ સૌંદર્ય, આખાએ સંસારની બધી મંગલ કામનાઓનો સરવાળો, જીવનની ધન્યતાનો સાક્ષાત્કાર કરવાની સહુ તમન્ના—સહુ માત્ર

જીવાતા જીવનની પરાધીનતાનો જ પોકાર હતો. પામર જીવનની જરઠતા અને રૂક્ષતાથી જાતને રક્ષવાના કોટકિલ્લા.

જીવન સૌમ્ય ન હતું. જીવન મંગલમય ન હતું. જીવન ભાવનાભર્યું ન હતું. જીવન તો હતું બળતા દવ જેવું, જીવન્ત હોવાના એકએક પુરાવાને જલાવી ખાખ કરતું. અને માનવી એના આગળ પામર લાગતા. એની હીનતા એ હદ લગી ગઈ હતી કે માત્ર મનમાં ને મનમાં એ રંગરસનાં સ્વપ્નાં રચતો. પૃથ્વી પર એ સ્વપ્નાંને ઊતારવાની પોતાની અશક્તિનો એકરાર પૂરેપૂરો એણે કરી લીધો હતો. ન'તી તો એનામાં જીવવાની આશા રહી કે ન તો એનામાં રહી કશી જીવનશ્રદ્ધા. હિમાચલના ભાર નીચે દબાઈ ગયેલી કોઈ વેલી જેવો માણસ, મનમાં મલોખા રચી રાચતો હતો. એક જ ઇલાજ એને દેખાતો, આશાના રમકડે રમવાનો.

અને એવાં જ પામર રમકડાંની અમર્યાદિત સંખ્યામાં પોતે એકનો ઉમેરો કરતો હતો અને પોતાની અહંતાને પોષવા એને માનવતા ઉપરના એક મહાન ઉપકાર તરીકે ગણતો હતો ! પોતાની જાતને કૃતકૃત્ય માનતો હતો ! કલા સાર્થક થઈ એમ આશ્વાસન લેતો હતો ! જીવનની ભીંસે, પામરમાં પામર પ્રયત્ને સંતોષ માનવાની વૃત્તિને કેટલી પ્રબળ બનાવી હતી ?

અને એ પ્રયત્ન પણ હતો ?

ચિત્ર તરફ પીઠ ફેરવી મહાબાહુ ઊભો રહ્યો. પોતે અસહાયતાને વાચા આપી છે એ ફટકો એને માટે અસહ્ય હતો. બધાં મૂલ્યાંકનો પલટાએલાં લાગતાં હતાં. મનના વિધવિધ તરંગોને સંતોષવાના ફૂગ્ગા જાણે !

ચિત્ર સામે જોવાની, ફરીથી જોવાની એની હિંમત ન'તી થતી.

હવામાં બાથ ભીડી ! હવામાં જીવતા ઉલ્લાસ અને આશા, નિર્મળતા અને સૌંદર્ય પર એણે રંગના લપેડા ચોડ્યા. જીવનને અને આ સહુને શું ? પલકારા મારતા, હસતા અને હસાવતા તારા ભલેને જીવતા હોય; સૂરજના પ્રખર તાપે બળતી ધરતીને એ શા કામના ? વૈષમ્ય સૂચવી દુઃખને એ ઉલટું અસહ્ય નથી બનાવતા ?

મહાબાહુ ગૂંચવાયો. એને કશો ઉકેલ સૂઝતો ન હતો.

આકાશે બળતો ગોળો કજળાતો જતો હતો. થાકેલી ધરતી જાણે ઊંચે ઊંચે શ્વાસ લેતી ન હોય એવો આછેરો પવન ફૂંકાવા લાગ્યો.

પોથી આશા કશાય કામની નથી. સ્વપ્નની કાજળથી કશો હેતુ નહિ સરે. તરંગલોલા દુનિયાના દરિયા તરવામાં કશીય સહાયભૂત નહિ થઈ પડે.

એ માટે તો તાકાદ જોઈએ–મનની અને તનની. એ માટે રમકડે રાચતું, પટામણથી ફોસલાઈ જતું મન ન જોઈએ. એ માટે તો સંઘર્ષ, સંગ્રામ, શાશ્વત સંઘર્ષ અને શાશ્વત સંગ્રામ પોકારતું દિલ જોઈએ.

એ દિલને પગભર કોણ કરવાનું ?

મહાબાહુની જીભે એક જ જવાબ આવીને ઊભો રહ્યો. જીવનની, તપતા ધકતા જીવનની સંપ્રજ્ઞા. જીવનની બધી કાંટિયાળીનું ભાન. ધરતી પર પગ.

જો જીવાતા જીવનમાં નવો પ્રાણ ફૂંકવો હોય, જીવનની હિંસા અને કદ્રૂપતાને દૂર કરવાં હોય, અરે જીવનના બોજાને સહ્ય બનાવવો હોય તો પણ એક જ ઇલાજ છે. એના પર સ્વપ્નાંનો બોજો ન લાદો. કલ્પનાનાં ખિલોનાથી મન મનાવતા માનવને નવું જીવન જીવવાની ઇચ્છા પણ નહિ થાય. માત્ર ક્રૂર, અદયી જીવનનો એને સાચો ખ્યાલ આપો. માનવીની આંખ આગળનાં બધાં પડળ દૂર કરો. આ સમજણ, આ જ્ઞાન, આ સંપ્રજ્ઞા જ એને કાર્ય કરવા પ્રેરશે.

કલાકારનું કામ આશા આપવાનું નથી. જીવનમાં સંતોષ મેળવવો હોય તો માનવી કોઈ જ્યોતિષી પાસે જઈ શકે છે. કલાકારનું કર્તવ્ય તો માનવીને જીવન–સંઘર્ષ જીવી જવાની તાકાદ આપવાનું છે. ક્રાંતિની પ્રેરણા આપવાનું છે.

કોઈ પ્રબળ ઝંઝાવાત પોતાને ઊંડી ખાઈમાં ધકેલી રહ્યો છે એમ મહાબાહુને લાગ્યું. નમણી, કોમળ, સૌમ્ય, ભદ્ર કલા : શા માટે એ આ આંધીમાં અટવાય ? એ ઓછું એનું કામ છે ? પોતાની જ જુદી દુનિયા વસાવી એ શા માટે ન જીવે ? ઉમર ખય્યામની મશહૂર રૂબાયતની મહાબાહુને યાદ આવી. એમ જ કલાનો નશો......

પોતાની જાતને એણે સંભાળી લીધી. નશો ? કલાનો નશો ? એની પાસે આનો કશો જવાબ નહતો.

એ નશો નહતો, એમ કઈ રીતે કહે ? દુઃખ ભૂલવાની છટકબારીઓ શોધવા પાછળ કલાસિદ્ધિ ખર્ચવી ?

ઘડીભર મહાબાહુને પોતાને જાણે મૂર્ચ્છા આવી હોય એમ લાગ્યું. એક બાજુ હતી આજ લગી સ્વીકારેલી માન્યતાઓની મોહક ખેંચ, બીજી બાજુ હતી માત્ર સચ્ચાઈ.

મનને મનાવી મહાબાહુ એક વાર ફરીથી ચિત્ર સામે આવીને ઊભો રહ્યો.

આ જીવન હતું ? આ જીવનની આશા હતી ? આ નિર્દેશ સૌંદર્ય હતું ?

આશાને તાકાદ માની હતી. ભભકને સત્ય તરીકે સ્વીકારી હતી.

ના, આ તો કલાને બજારુ બનાવવાની તરકીબ હતી. કલાને જીવતરના ઘડવૈયા બનવું હોય તો આ નહીં પણ પેલો બીજો માર્ગ હતો.

અને મહાબાહુએ પોતાનો નિર્ણય કરી લીધો.

જીવન તરીકે ઓળખાતા મૃત્યુની ઉપાસના એ કલાનો આદર્શ ન હોઈ શકે, આશા અને અરમાનની ઇંદ્રજાળ રચી માનવી માટે ઘડી દુઃખ ભૂલવાની છટકબારી બનવું, એ કલાનું કામ નથી.

મૃત્યુમાં જીવનને જોવાનું, ઘણના ઘા ઝીલવાની તાકાદ પામવાનું, જીવન–સંઘર્ષમાં સભાન રહી જીવનની હરેક અરૂપતાને દૂર કરવાનું જોમ મેળવી આપવાનું, કામ કલાનું હતું. રૂપ અને સૌંદર્યની આંધળી પૂજા એજ કલાનો અર્થ નથી—ન જ હોઈ શકે.

એક જ ઝપાટે મહાબાહુએ પેલું ફલક દૂર ફંગોળી દીધું. નવા ફલક પર એની પીંછી વીજળીના વેગે ફરવા માંડી. કલ્પનાના સૌંદર્યની ખોજમાં ઘૂમનારાએ આજે જીવનની કરાલ કોમલ રૂક્ષતા આલેખવા માંડી. આજે અત્યાર લગી કલાએ ત્યાજ્ય ગણ્યું હતું એનું આલેખન થતું હતું. ત્યાં ગુલાબના રંગ અને વસન્તના વાયરાની કુમાશ ન હતી. ત્યાં તો હતા મૃત્યુના સ્થિર નિશ્ચલ રંગ.

મહાબાહુ મૃત્યુની પ્રતિકૃતિ રચતો હતો.

સંધ્યા ક્યારની સલૂણી મટી ચૂકી હતી. પલપલના ચમકારા કે વેળાના આથમી ચૂક્યા હતા. મૃત્યુની પ્રતીક્ષા કરતા આભારી માનવી જેમ શ્વાસ થંભાવી લઈ, દિવસનો છેલ્લો શ્વાસ રાતની ઈંતેજારી કરતો હતો.

મહાબાહુની પીંછી અવિરત ચાલતી જ રહી. *



* રશિયન નવલકથાકાર Artzibashevની નવલ Sanine ના એક પ્રસંગ પરથી સૂચિત.

૧૮

# અંધારી ગઈ!

**મુહમદમિયાંએ** પોતાના ટટ્ટુને જ્યારે 'રતન' એવું નામ આપ્યું ત્યારે બીજા સિગરામવાળાઓએ મહમદમિયાંની મજાક કરવામાં કાંઈ જ બાકી ન રાખ્યું. આમાં કેટલો નિર્દોષ આનંદ હતો અને કેટલી અદેખાઈ હતી એ કળવું તો મુશ્કેલ હતું, કારણ કે જ્યારથી મહમદમિયાંએ આ નવા તેજી ટટ્ટુને સિગરામમાં જોતર્યું ત્યારથી એક રીતે તો જાણે આખા ગામને એ સિગરામમાં બેસવાનું મન થતું. કોક એના સફેદ બાસ્તા જેવા ઝૂલાળા તકિયાની, તો કોક એની નરમ ગાદીઓની, તો કોક વળી એનાં નીકલનાં ચકચકતાં ફાનસની, એમ હરેક રીતે એ જ સિગરામની તારીફ કરતા. પણ તારીફ કરવાનું સૌથી મોટું કારણ તો 'રતન' હતું. મહમદમિયાંના એક ઇશારે એ ભૂમિ ઉપર પોતાનો પગ ટકવા જ ન દે; જાણે એને તો જમીન ને આસમાનને એકતારે બાંધવાની તાલાવેલી ન લાગી હોય! અને સવારીને ઊતરવાનું ઠેકાણું આવે ને મહમદમિયાં રમતી મૂકેલી લગામને સહેજ તાણી ખેંચે એટલે રતન ઊભો તો રહેતો, પણ આવી રોક પ્રત્યે જાણે તિરસ્કાર દર્શાવતો હોય, એમ ગરદન હલાવી, મહમદમિયાંએ તેને માટે ખાસ વસાવેલી ત્રણ ટીકીની ઘંટડીનો રણકાર કરી, એક નાનકડી છીંક તે ખાઈ લેતો: માલિક સામે જાણે પોતાનો વિરોધ નોંધાવતો ન હોય! એની થનગનતી ચાલ

પર જાણે કોઈએ અંકુશ મૂક્યો હોય એમ એને લાગતું હોય એવી રીતે એ આમ કરતો; અને **મહમદમિયાં** પણ જાણે એના મનની વાત સમજી જતો હોય એમ, નીચે ઊતરી સૌથી પહેલો એ **રતન** પાસે જતો અને એની ગરદનને સહેજ પંપાળી ખભા પર થાપો મારી, પછી જ સવારીને ઉતારવા માટે બારણું ખોલવા જતો. ગામના લોકો પણ કહેતા કે **મહમદ** ને **રતન**ની જોડી એ ગામનું એક રીતે ગણાવી શકાય એવું **રતન** હતું.

**મહમદ**ને **રતન**થી જેટલો સંતોષ હતો એટલી જ **રતન** વિષે એને ચિંતા પણ હતી. આગલા જમાનામાં પોતે સાંભળેલી વાત એ વારંવાર પોતાના દીકરા **રશીદ** આગળ કહેતો. પોતાના બાપના વારામાં કોઈક ગાડીવાળાએ અદેખાઈના માર્યા એક ઘોડાનો પગ ભંગાવી નાખી એને બધા કામમાંથી નકામો કરેલો, એ વાતને ઉપદેશ, સૂચના કે આગાહી બધી રીતે **મહમદ** વારંવાર જપ્યા કરતો. 'રતન તો આપણી રોટી છે. એને કાંઈક થયું એટલે આપણી રોટી પર તરાપ પડવાની!'

રતનનું મન જાણવાનું તો કોઈ સાધન ન હતું; પણ એક વસ્તુ એને ખટકતી હોય એમ લાગતું હતું. **મહમદ** આખોય વખત **રતન**ની આંખે અંધારી ચડાવી રાખતો. હમેશાં અમંગળની ચિંતા કરનારી માતા જેમ બાળકને મોંએ કાજળનું ટપકું લગાવી રાખે તેમ **મહમદમિયાં**ને પણ એવી જ કશીક ચિંતા રહ્યા કરતી હતી. ટટ્ટુ ક્યારે ઉંમરમાં આવે, અથવા તો **રતન** જેવું જનાવર ક્યારે મદઝરતું બને એની ક્યારેય આગાહી ન થઈ શકે. એટલે એ બધી ચિંતાઓને, કે બની શકે એવા અકસ્માતોને, દૂર રાખવા માટે મિયાં **રતન**ની આંખે અંધારી ચડાવી રાખતા. **રતન**ને એ ખૂબ ખૂંચતું. પોતાનો અણગમો બતાવવા એ, **મહમદ**નો હેતથી ગરદન પર ફરતો હાથ ક્યારેક ચાટી લેતો. અને સાથે સાથે પોતાને જાણે આ અંધારીનો અન્યાય થતો હોય એમ એનો વિરોધ બતાવવા ધરતી પર પગ પછાડતો. જવાબમાં મીઠા અવાજે **મહમદ** કહેતો: 'જરા ઉંમરવાળો થા, બેટા! મોટો થા!' **રતન**ને આથી આશ્વાસન મળતું કે નહિ અથવા ભવિષ્યમાં એની આંખેથી આ અંધારી જશે એવો દિલાસો સાંપડતો કે નહિ એ તો કોઈ પ્રાણીમાનસનો જાણકાર કહે ત્યારે.

વખત એમ ને એમ વહ્યે જતો હતો. ન તો એને રતનની અંધારીની પડી'તી, કે ન તો એને મહમદના રતનને મોટા થવાના આપેલા આશ્વાસનની. ગામમાં મહમદ–રતનની જોડી વખણાતી. પોળને નાકે રતનની ઘૂઘરમાળ રણુકે એટલે 'મહમદનો રતન' 'મહમદનો રતન' કરતાં ટાબરિયાં દોડતાં પહોંચી જતાં. અને રતન જાણે એમનાં વહાલ અને પ્રશંસાને પોતાની વંદના આપતો ન હોય, એમ સડક પર પગ પછાડતો. ન જાણે કેમ, પણ સહાનુભૂતિ, સહૃદયતા, કદર અને વિરોધ—એ સૌ દર્શાવવા માટે રતને આ જ એક સાધન કેમ પસંદ કર્યું હતું! કોક ટીખળી છોકરાએ એનું ગીત જોડવાનો પણ પ્રયાસ કરી જોયો:

રતન ! રતન !

રતન તારી ડોક છે વાંકી,
ગળે તારે ઘંટડી બાંકી,
શું જોઈને મહમદ મિંયે
આંખે તારી અંધારી બાંધી?

રતન ! રતન !

રતન આ સમજતો કે નહિ એ તો કોણ જાણે, પણ એ પગ તો અચૂક રીતે પછાડતો. કોકવાર મહમદ એને કહેતો પણ ખરો: 'શું પગ પછાડે છે?'

સુધરાઈએ સડકો સુધારવા માંડી. ડામર નાખીનાખી લીસી બનાવેલી સડકો ઉપર બીજાં જનાવરો ગભરાટનાં માર્યાં તેમજ નવા લાગતા સ્પર્શને લીધે લપસી પડતાં; પણ ક્યારે ય રતન લપસી પડ્યાનો દાખલો નહોતો બન્યો. મહમદમિયાંને ન તો લગામને ખેંચી રાખવી પડતી કે ન તો બીજી વધુ પડતી સાવચેતી લેવી પડતી. આંખે અંધારી છતાં, રતન કોક અજબ સાનથી એ બધા જ પ્રસંગોને સંભાળી લેતો. વિસામે, એક્કા નીચેની પેટીમાં રાખેલી ચંદી અને લીલી કુંજર જેવી ઘાસ વહાલથી ખોબે ખોબે રતનને ખવરાવતા મહમદમિયાં બોલતા: 'રતન, તું તો મારી રોટી છે.'

અને દુનિયાનો ક્રમ એ જ હતો. રતનને મહમદમિયાંની રોટી જ બનવાનું હતું. આંખે અંધારી સાથે સવારીને શહેરને ચાર છેડે રૂમઝૂમ કરતાં ફેરવવાની, મોં દેખાય એવી ચકચકતી સડકો ઉપર કોક સ્વરક્ષણની પ્રાણીમાત્રમાં વસેલી સાનથી જ પોતાની જાતને અને પોતાને સુપરદ થએલી સવારીને બચાવવાની, સાંજ પડ્યે કેટલા ય ગાઉની મજલ કાપી તબેલામાં

પાછા ફરી ચંદી અને ઘાસ ખાતાં, મહમદમિયાંના મીઠા આશ્વાસનભર્યા શબ્દો સાંભળવાના. અંધારી જતી ન હતી, રતન મોટો થતો ન હતો...

**રશીદે** હઠ લીધી. પડોશના ગફૂર જેમ એને પણ રતનને નદીએ નવરાવવા લઈ જવો હતો. રોજ ના ને ના કરતા મહમદમિયાંને બીબીએ ટોક્યા: 'શું સ્વભાવ પડ્યો છે? બસ ના ને ના. મોંમાં નન્નેયો જ ભર્યો છે! છોકરો મોટો થયો છે અને જાનવર જાતવાન છે. પછી ભો શો છે?'

મહમદમિયાંનું કાંઈ ન ચાલ્યું. અને રશીદ રતનના મોંમાં નાંખેલું ચોકડું હાથમાં સાહી વિશ્વવિજય કરવા નીકળતો હોય એમ, રતનને લઈ શેરી બહાર નીકળ્યો. રતનને આ નવો અનુભવ હતો. જેનો એને વારંવાર દિલાસો દેવામાં આવતો હતો એવો, પોતે મોટો થયાનો પ્રસંગ આવ્યો હોય એમ એને લાગ્યું. અને એનો આનંદ તો ફૂલ્યો સમાતો ન હતો. ધીરે રહી રતને ગરદન લંબાવી રશીદની પીઠ પર જોરથી ફૂંક મારી. જાણે રશીદને કહેતો ન હોય: 'જોયું? આપણે બંને એક જ દિવસે મોટા થયા! આજ પહેલીવાર તબેલા બહાર મારી આંખેથી અંધારી ગઈ!' ને જાણે પોતાના ફૂંગરાએલાં નસ્કોરાંથી રશીદને આશ્વાસન ન આપતો હોય: જોજે, મારાથી કાંઈ બીવાનું નથી. તું ને હું તો બે ભેરુ, અને આજે નવાણે એટલી મજા કરીશું...એટલી મજા કરીશું...'

શેરીનો વળાંક વળીને રશીદ–રતનની જોડી રાજમાર્ગે આવી. આંખમાં પૂરી ઉત્સુકતા ભરીને રતન પાણીના રેલે રેલાતી હોય એવી મોટરોને જોઈ રહેતો. અને પેલા અવનવા દેખાતા, રંગબેરંગી કપડાં પહેરેલા માણસો! રોજની આદત મુજબ એ પેલી કવિતા સાંભળવા કાન સરવા કરતો. એને એ કવિતા કરનારાઓને બતાવવું હતું: 'લે, જો, ક્યાં છે મારી આંખે અંધારી? હું મોટો થયો! અંધારી ગઈ!'

પણ કોણ જાણે કેમ, આજે કોઈ રતનને ઓળખતું જ નહિ! રતનને પોતાને પણ આની નવાઈ હતી. ગંધથી અને પોતાની સાનથી એ આ માર્ગના તસુતસુને જાણતો હતો. આ ખૂણેથી જ પેલે દિવસે પેલા છોકરાએ 'રતન' 'રતન' કરી ધાંટો પાડ્યો હતો. પણ આજે કેમ કોઈ બોલતું જ નથી? રતનને થયું, ગાડી વિનાના રતનને, અંધારી વિનાના રતનને, લોકો ઓળખતા જ નથી કે શું?

આ વિસ્મય હજુ એના મનમાં ઘોળાતું હતું ત્યાં તો એણે નવું કૌતુક જોયું. એક ઘોડો ગાડીને ખેંચતો હતો. ગાડીવાન ઘોડાને ચાબુક મારતો હતો ને ગાડીમાં બેઠેલી સવારીઓ ગાડીવાનને વધુ વેગે ગાડી હાંકવા કહેતી હતી! રતન ઊભો રહી ગયો. એક આંચકે એને યાદ આવ્યું: એ પોતે પણ આમ જ ગાડી ખેંચતો હશે? મહમદમિયાંની રોટી, એમનું વહાલ, એમનો મોટા થવાનો દિલાસો—સહુનો અર્થ તો આ જ ને! ભારનો વેઠનાર, બોજાનો ખેંચનાર, ચાબુકનો માર ખાનાર!

રશીદ ચોકડું ખેંચતો હતો એનો રતનને ખ્યાલ જ ન હતો, એ તો ફાટી આંખે, પેલા બીજા કોઈની રોટી બનેલા, પોતાના જાતિભાઈ પર સડાસડ પડતી ચાબુકને જ જોઈ રહ્યો હતો. હવામાં ઉછળતી એ ચાબુક કોઈ વિષભરી તીવ્રતાથી રતનને હૈયે ડામ દઈ રહી હતી. કોઈ ખાખી, જટા ધુણાવી વર્ષોથી ધર કરી બેઠેલી રાખ ઉડાડે એમ રતને એનું ડોકું ધુણાવ્યું. કેશવાળીના કાબરચીતરા વાળ જાણે કશોક રોમાંચ અનુભવતા હોય એમ અદ્ધર ઊભા થયા.

અને રશીદના હાથમાંથી પોતાનું ચોકડું જોસભેર ખેંચી લઈ રતન દોડ્યો. અને શું ય સૂઝ્યું તે પોતાના બધા જ બળપૂર્વક પેલી ગાડી સાથે એણે પોતાનું માથું અફાળ્યું. ગાડી આ અચાનક હુમલાથી ધ્રૂજી ઊઠી અને એક બાજુ લચી પડી. ચાબુકનો માર સહી રહેલો ઘોડો સડક પર પછડાયો અને એ ચાબુકનો મારનાર હવામાં ઉછળી, જેને એ ચાબુક મારતો હતો તેની જ પાસે ઊંધેકાંધ પડ્યો!

રતનના માથામાંથી લોહી વહી જતું હતું. અને એની લાલમલાલ આંખ આગળથી ઊડતી લોહીની છોળે એને ગાંડોતૂર બનાવ્યો. આજે એને અંધારીનો મર્મ સમજાયો. આજે એને એ મોટા થવાના દિલાસાનો અર્થ સમજાયો. અને ઊભી સડકે એ નાઠો......

નથી: આજે કશી લગામ નથી; આજે આંખે અંધારી નથી; આજે પેલી ફટાણા જેવી કવિતા નથી. આજે છે માત્ર રતન અને ભર્યુંભાદર્યું વિશ્વ!



૧૯

# એ આંખો

**મને** આમ તો એના જરાકે પરિચય નહતો. રસ્તે જતાં હજારો સારાંનરસાં મોઢાં જોવા પડે છે (ક્યાંક કોક આરસીમાં આપણું પોતાનું ય મોઢું જોઈ જવાય છે) પણ એનો અર્થ એ નથી કે આપણે એ સહુને ઓળખીએ છીએ. અને છતાંય કેટલાક ચહેરા એવા મળી જાય છે જે આપણી સ્મૃતિ પર ચિરકાલીન અસર મૂકી જાય છે. અને જ્યાં એ ફરીથી જોવા મળે છે ત્યારે પાન ખાતાં કે ધોતિયાનો છેડો ફરફર ઝાલી ફરતાં કે શાકના ભાવ ઠેરવતાં કે એક હજારને એક રીતે જોયેલા ચહેરાની પ્રથમ સ્વચ્છ સ્મૃતિ ઝબકી જાય છે.

**ભાનુનું** પણ એમ જ થયું હતું. જ્યારે પણ એ રસ્તે ભટકાઇ જાય છે ત્યારે મને એનો પહેલો પ્રસંગ તરત યાદ આવી જાય છે.

શિયાળાના ટૂંકા દિવસને વધુ ટૂંકો બનાવવા મથતી ધૂંધળી સંધ્યા પર ધૂણીએ પ્રાણ ન્યોછાવર કરી દીધા હોય એમ જણાતું હતું. સંધ્યાને અંગે અંગે લપટાઈ જઈ હજાર જીભે ફનાગીરીની તમન્ના એણે જાહેર

ફરવા માંડી હતી. સહુ ઘર ભણી પાછા ફરતા જણાતા હતા. કોક દેવમંદિરે પહોંચવા ઉતાવળા હતા. કોક સિનેમાના 'શો'માં સમયસર પહોંચવા આતુર હતા. હું આખા દિવસથી કંટાળીને ક્યાંક દૂર દૂર લગી ફરવા જવાના ખ્યાલે પગથીપર ચાલતો હતો. પગથીએ જાતજાતના ખેલ અને હટાણાં મંડાએલાં હતાં. એમને જીવનની જરૂરી ઘટમાળા માની હું ઊંધું ઘાલીને પોતાના જ તાનમાં મસ્ત બની, કંટાળાને ભૂલવા મથતો, ચાલતો હતો. ત્યાં ખભે કોક ફોરાં આંગળાં અડ્યાં. માગનારાઓ હવે વધુ ફાંટાબાજ અને હિમ્મતવાન થયા છે અને એમને એમનું સ્થાન બતાવી દેવું જોઈએ એ ખ્યાલે હુંકાર કરી મેં પૂછ્યું: 'શું છે?' અને ડોક તરડાવી એ આંગળાં મૂકનારના સામે જોયું. કોક અગમ્ય આનંદથી ભરી, ચમકતી, બે કાળી આંખો મારી સામે મંડાઈ હતી. પળભર મૂઢ બની મેં એ આંખો જ જોયે રાખી—કવિતા કરવી હોય તો પીધે રાખી—અને પછી એના ચહેરા પર નજર નાંખી. ચહેરાનો અને એ કાળી ચમકતી અમીછલકાતી આંખોનો જરાકે મેળ ન'તો ખાતો. સુક્લ ડાચું ઊપસી આવેલાં હાડકાં પર તદ્દન આછકલું ચામડીનું ઢાંકણ, રીતસરનો કાટખૂણો રચતો હૈડીઓ, બંડખોર વાળ: આ સહુ ન જાણે કેમ પણ મારી સ્મૃતિમાં જડાઈ જ ગયાં. અને એ સહુ કરતાં ય વિશેષ તો પેલી ચમકતી કાજળકાળી આંખો!

સહેજ પ્રયત્નપૂર્વક અવાજ કાઢી એ બોલ્યો: 'આ ડોસાનું ભજન સાંભળ્યું? કેદારામાં કેવું સરસ ગાયું!' અને તરત જ નજર ઢાળી પાછો પગથી પર ચાલવા લાગ્યો.

મેં ભજન સાંભળવાનો પ્રયત્ન પણ નહતો કર્યો. સંગીતના ઔરંગઝેબ બનવાની કંઈ ઇચ્છા ન હોવા છતાં પણ હું એનો પૂજક કે મિત્ર કે સારો સાંભળનાર પણ નહતો બની શક્યો. મને આણે શું જોઈને આ ભજન સાંભળવાનું પૂછ્યું હશે? અને તે ય 'કેદારા'નું નામ દઈને? નરસિંહ મહેતાએ 'કેદારો' અડાણે મૂક્યો હતો એ દંતકથા ન સાંભળી હોત તો વળી 'કેદારો' શું એની પણ મને કલ્પના ન આવી હોત!

ઘડીભર હું એને ટોળામાં ખોવાતો જોઈ રહ્યો. સ્થિર જળમાં પથરો પડે એને પાણીમાં જ સમાવી દેવા પાણી કૂંડાળાં પર કૂંડાળાં

ચક્રાવે ચઢાવે છે. પગથીએ વહેતા જનસાગરે પણ એને સંતાડી દેવા હિલોળા લીધા. એ ફરીથી નજરે ન ચઢ્યો.

આખે રસ્તે પેલી બે કાળી આંખો ચમકતી ચમકતી મારી સામે આવી જતી. આ પ્રસંગને સાદી સમજમાં ઊતારવો એ મારી શક્તિની બહારની વાત છે એમ મને પ્રતીત થયું. અને મેં પરીક્ષાપત્રમાં અઘરા સવાલો છોડી દેવાની આદતનું પુનરાવર્તન કર્યું. બધું ભૂલાયું. પણ ન ભૂલી શકાઈ એ કાળી, અંધારદીવા જેવી ચમકતી બે આંખો!

અને ફરી જ્યારે **ભાનુનો** ભેટો થયો ત્યારે આ આખો પ્રસંગ એની પૂરેપૂરી વિગતમાં તાદૃશ્ય મારા મનમાં ખડો થઈ ગયો અને ન જાણે કેમ પણ એ બીજા પ્રસંગને આની સાથે સરખાવવાનું મન થઈ આવ્યું.

ગામની દીવાલે દીવાલે સુપ્રસિદ્ધ નર્તકી રંભાનાં મોટાં મોટાં રંગીન ચિત્રો ચોઢાયાં હતાં. કોઈ વિશિષ્ટ અંગભંગ એમાં આલેખાયો હતો. અને અતિ ઝીણા પારદર્શક કપડામાંથી અંગપ્રત્યંગની સુસ્પષ્ટ રેખાઓ નીતરતી હતી. વ્યાકુળતાથી, ઉત્કંઠાથી, પરમાનંદથી, ભીંતે-ભીંતે એ ચિત્ર જોઈ લોક 'રંભા' બોલી ઊઠતું. કેટલીક વાર ફરજિયાત, ક્યાંક ક્યાંક મરજિયાત અને કોકવાર કશાય હેતુ વિના, મેંય આ ચિત્ર જોયું હતું. લોકને આકર્ષવાના એક ઇલાજ—અકસીર—સિવાય એમાં બીજું મને કશું ન'તું જણાયું.

અને એમાં એક દિવસ ન બનવાનું બની ગયું. ન ધારેલી રીતે મોડું થવાથી હું ખભે કોટ ભરાવી હાથમાં ઘડિયાળને ચાવી આપતો બસ—સ્ટૅન્ડ પર જતો હતો ત્યાં ફોરાં—પવનની આછી થપાટ જેવાં—ચાર આંગળાં ખભે અડ્યાં, અને મિજાજ ખોઉં કે સ્વાસ્થ્ય ગુમાવું તે પહેલાં તો પેલી ચિરપરિચિત કાળી આંખો સામે મંડાઈ.

'પેલા નૂપુરમાં શું ભાવ ભર્યો છે?' એ જ વ્હાલપભર્યો અવાજ ફરીથી કાને અથડાયો. આંખો ફરીથી ઢળી પડી અને વળી પાછો પાણીના પ્રવાહે એ વહ્યો.

અજબ માણસ છે! જોનારા જ્યાં અંગભંગ જુએ, રસિકો જ્યાં શરીરસૌષ્ઠવ જુએ, લોક જ્યાં ભભકભરી રંગાવલિ જુએ, ત્યાં આ—અઢી હાડકાં ને બે આંખવાળો માનવી—નૂપુર જોતો હતો!

ઘડીભર તો બન્ને કોટ અને હાથમાં ઘડિયાળ સાથે હું સ્તબ્ધ, પથ્થરમાંથી કોરેલી પ્રતિમા જેમ ઊભો રહી ગયો. આ માણસ મને સમજતો જ ન હતો. મારી જાતને હું અનુભવી માણસપારખુ મનાવું છું (તમારે એ સામે વાંધો હોય તો પણ) પણ મારે આ માણસ પાસે હાર કબૂલ કરવી પડે છે. કોક અજબ માટીમાંથી ઘડાએલો છે!

કોટ અને ઘડિયાળ એમ ને એમ રહી જાત પણ પાસે ઊભેલી બસના કન્ડકટરે ભોં ભોં ભોં કરી મારી તંદ્રા ઊડાડી. બસ ક્યારની આવી છે એની પંચાતમાં પડ્યા વિના જ હું બસમાં બેસી ગયો. સામેની બેઠક પર શાળામાં જતી બે છોકરીઓ બેઠી હતી. બન્ને પાસે ચાટલા ભરતની થેલીઓ હતી. કાળી કાળી ભોંય પર સફેદ તારે ગૂંથેલા ગોળ ગોળ કાચના ટુકડા પર સૂરજનાં કિરણ પડતાં અને દર્પણ હજાર જીભે પોતાનો આનંદ વ્યક્ત કરતાં. ન જાણે કેમ પણ એ આનંદપ્રતિબિંબે મારામાં પાછી પેલી બે આંખની સ્મૃતિ જગાડી. હું પાછો તરંગે ચઢ્યો. 'કેદારો'ને 'નૂપુર.'

પૃથ્વી પર પાછા પગ માંડતાં એ દિવસે સાચે જ મારે પ્રયત્ન કરવો પડ્યો.

અને દિવસો પર દિવસો વીત્યા. જીવનરેંટ પાણી ભરતી અને ઠાલવતી એની એ જ ગરેડે ચાલતી હતી—ભરેલાંને ભરતી, ઉવેખાએલાંને ટાળતી.

ધરતીને એક છેડે ફૂટેલી ફટાકડીએ આખા જગતને હિંસા અને પ્રતિહિંસાની બાથમાં જકડી લીધું હતું. માનવીનું હૈયું વધુ અને વધુ રૂક્ષ બનતું હતું. માનવતા ઓસરી ગઈ હતી.

એવી એક સાંજ હતી. નદીકિનારે આવેલા શેઠના બંગલામાંથી વાતચીત પૂરી કરી, કાંઠે કાંઠે આવેલા ટૂંકા રસ્તે સડક પર જલદીથી પહોંચવાના ઇરાદે હું લાંબી ફાળ ભરતો હતો. મેદાનમાં કસરતશાળાના બાળકો ખેલતા કૂદતા હતા.

'આજે નાચી લે ને કૂદીય લે. કાલે ક્યાં એમ થઈ શકવાનું છે?' દુનિયાના ડહાપણનો બોજો કાંધે ફેરવતો હું વળાંક વળતો હતો ત્યાં 'જુઓ, જુઓ'નો અવાજ કાને પડ્યો. મારો પગ અદ્ધર

હવામાં જ લટકી ગયો. અવાજને શોધવા નજર માંડી તો ત્યાં ચમકતી આંખો નજરે ચઢી.

'સૂર્યાસ્ત! સુંદર! સુંદર!' એ જ ઊંડા ઊંડાણથી આવતો મીઠો અવાજ. પ્રથમ પ્રસંગની યાદે પાછો હુમલો કર્યો. 'કેદારો'ને 'નૂપુર' ફરી સ્મૃતિની કેડીએ ડોકાઈ ગયાં. પણ આજે મને આ રૂચતું ન હતું. જીવનવ્યવહારમાં સુંદરતા અને રસિકતાનું સ્થાન નથી એમ હું નથી કહેતો. પણ એમનાં સ્થાનથી એમને ઊંચે લાવવામાં જીવનવ્યવહારનું અપમાન છે એમ તો હું માનું જ છું. અને એટલે જ આ સાગરઘેલાની સાન ઠેકાણે લાવવાનું મને મન થયું.

'શું 'સુંદર! સુંદર!' બરાડ્યા કરો છો? ધૂળની રજકણો ઊડે અને એના ઉપર સૂરજનો પ્રકાશ પડે એમાં સુંદરતા ક્યાં આવી? અને આ ઘેલછા મૂકી કાંક ઉપયોગી કામધંધે વળગો તો કાયાનું કલ્યાણ થશે.'

ઉપદેશની અસર જોવા મેં મીટ માંડી. એની નજર ઢળી પડી હતી. પવન ફૂંકાય અને ઝીણી જ્યોતે બળતો દીવો બુઝાય એમ મારા એક જ વાક્યથી એ નજરમાંથી ચમક જતી રહી હતી. ઊંડી ગ્લાનિ અને ઘેરા વિષાદમાં એ કાળી આંખો મને જીવન વિનાની લાગી. પોપચાં ઢાળીને એણે એક જ વાર મારા સામું જોયું અને કશુંય બોલ્યા વિના ત્યાંથી ચાલવા માંડ્યું.

આજેય આ માણસ મને ન જ સમજાયો. પણ પેલી વિષાદની છાંયભરી નજરે મને મૂળમાંથી હલાવી દીધો. બચુનું રમકડું બારી બહાર ફેંક્યું હતું ત્યારે આવી મૂગી, ઠપકાભરી, નિસ્સહાયતાની ફરિયાદ જેવી નજર જોઈ હતી. આજે આ બીજી વાર એવી નજર અનુભવી અને એ પણ જે આંખમાં મેં અનેરી ચમક જોઈ હતી એ જ આંખમાં!

મને થયું આ જીવને મેં નકામો દૂભવ્યો. એના જીવનનો આનંદ કશાય કારણ વિના મેં લૂંટી લીધો. કારણ વિનાની ક્રૂરતા મનને ડંખતી હતી. એની માફી માગવા અને બને તો મારા ઇરાદાની સ્પષ્ટતા કરવા હું એને અનુસરવા ગયો. પણ એ ત્યાં ન હતો. થોડી જ વારમાં એની છાયા દૂર દૂરની ટેકરી પર આથમતા સૂરજનાં કિરણોથી ઝળહળતી દેખાઈ.

દિલમાં અકારણુ ક્રૂરતાનો ડંખ પંપાળતો હું મારે રસ્તે પડ્યો. પુલ પાસે પહોંચ્યો અને સુધરાઈની બત્તીઓ ઝગી. અંધારપટના ફરમાન મુજબ એમના તેજે મશીપટ ચઢાવેલો હતો. લોકને એ યાદ દેતી હતી યુદ્ધની. મને યાદ આવી: ચમકતી અને ચમક વિનાની બબ્બે આંખો !



## ૨૦

# મીઠી—અસ્મત

હાર્મોનિયમ વગાડનારે દાદમાં આવીને નાચની ગત વગાડવા માંડી. નરઘાવાળાએ ઠેકો દીધો. અંદરથી ખંજરી રણકી. પ્રેક્ષકગૃહના દીવા બુઝાયા. સાથે જ રંગમંચ પર પણ પળભર અંધારૂં થયું ન થયું ત્યાં તો ફોકસવાળાએ બે કાર્બન ભેળા કર્યાં અને તીવ્ર પ્રકાશ ફેલાયો. પ્રેક્ષકોમાંથી ઘણા અંજાયા અને એ કારણસર કે પ્રસંગની રંગીનતામાં ઉમેરો કરવા ફોકસવાળાએ કશું રંગીન આવરણ ફોકસ આડું ધર્યું. પ્રેક્ષકગૃહમાંથી કશી ચિચિયારીઓ પડી. પિત્તળના ઘુઘરાનો રણકારો ગજું કાઢીને પાંખમાંથી આવતો હતો. અને નાચનારીનાં પગલાં મંચ, પર થયાં. ફોકસના રંગીન આવરણ છતાં એનાં જરિયાન સાડી કબજો માથે બાંધેલી દામણીનું બોર, અને ચકચક થતા બાજુબંધ પ્રેક્ષકનું જાણે ભડકે બળીને ધ્યાન ખેંચતાં હતાં. મોં પરના લપેડા સાથે બાંય વગરના બ્લાઉઝ બહારનો હાથ કશો રંગમેળ સાધી શકતો ન હતો.

નાચ શરુ કરતાં પહેલાં એણે રંગમંચની વચ્ચે સ્થાન લીધું અને માત્ર ગુરુત્વાકર્ષણના સર્વ નિયમોને પડકારવા જ ન હોય એવી અંગભંગી

રચી. પ્રેક્ષકોને તો તે ઓળખી જ ગઈ હશે ને? નહીંતર એ શું જોવા મથશે અને એમ કરતાં એમને વધુ ન ટટળાવવા જોઈએ એમ માનીને કપડાંનો હેતુ માર્યો જાય એવું એ શું કામ કરે!

ગત બદલાઈ. ઠેકા પલટાયો અને ફ્રોકસવાળાએ કશી રંગદોડ શરુ કરી. તોડાના બોલ બોલી એણે ગાયન શરુ કર્યું. પ્રેક્ષકગૃહ શાંત હતું. અંતરા પાછળ જ કશી ચલતી કરી, ઘુઘરાને રણકાવતાં, તાલ સાથે પગલાં લઈ, બન્ને હાથ કેડે વાળી, ગરદન ઘુમાવતાં એણે રંગમંચ પર એક ફૂદડી પૂરી કરી. પાછી અસ્થાઈ આવી.

અંતરા પાછળ અંતરો આવતો જતો હતો. હાર્મોનિયમવાળો બન્ને પગે ધમણ દાબી વધુ જોરદાર અને વેગીલો અવાજ કાઢતો. નરઘાવાળો ગરદનને વધુ ટેડી કરી બાંયા પર જોરથી હાથ પછાડતો અને પ્રેક્ષકગૃહ પણ કશી ઉત્તેજના અનુભવતું હોય એમ અજાણતાં જ નાના મોટા અવાજો કરી લેતું.

ગીત પૂરું થયું અને પડદો પડે તે પહેલાં તો તાલીઓ, સીટીઓ, ચિચિયારીઓઓથી પ્રેક્ષકગૃહની દીવાલો ફાટુફાટુ થઈ રહી. પડદો પડયા પહેલાં જ 'વન્સમોર' થઈ.

બધું ય એમ જઃ એ જ નખરાં, એ જ ગલીપચી, એ જ આવકાર અને સિત્કાર. બે, ત્રણ, ચોથીવારની 'વન્સમોર' ચાલુ હતી. અને ફ્રોકસવાળાએ રંગીન આવરણો હટાવ્યાં. ધારદાર તીણા સફેદ પ્રકાશમાં નાચનારી ગળાબૂડ ડૂબી.

રંગ પણ કેવી મશ્કરી કરી જતા હતા? અને આ ચામડી બાળે એવો, રાંપીના ઘા જેવો સફેદ પ્રકાશ?

'વાહરે મેરી જાન.'

આતુર મીટ માંડી રહેલા એક પ્રેક્ષકે પુકાર્યું. અને ગાયન સાંભળવાનું બાજુએ મૂકી અન્ય પ્રેક્ષકોએ પણ એમાં વિવિધ સૂર પુરાવ્યા. સીટીઓ, ચિચિયારીઓ, બુચકારા, નાચનારીએ સસ્મિત આ 'વંદના' ઝીલી. અને ગાયે જ ગઈ.

અને એ સહુને ભેદીને એક અવાજ આવ્યો :

'આ તો મીઠી. મીઠી. મારી મારી ઘરવાળી.'

ઊભા થઈ ગએલા બોલનારાનો સાદ ફાટતો જતો હતો. પ્રેક્ષકોને તો નવો 'નાચ' જોવા મળ્યો હોય એમ એમણે આ વધાવી લીધું:

'ખરો ઘરવાળીવાળો આવ્યો !'

'ઘરમાંથી અહીં કેમ આવી?'

'વાહ શોખીન!'

લોકજીભ હોઠે આવ્યું તે બોલીને આનંદ લૂંટતી હતી.

પણ, પણ આ શું? પેલી નાચવાવાળી કેમ થંભી ગઈ? 'મીઠી' નામનો પુકાર થયો અને એ જડ કેમ બની? અને ગાણું અધૂરું મૂકીને પાંખમાં કેમ ભરાઈ ગઈ? આ તે કેવો તાયફો છે? પૈસા મફતના આવ્યા છે?

ગુલશોર, ઘોંઘાટ વચ્ચે બે 'બીડીબૂઝાઓ'એ પેલા બોલનારાને બાવડાં સાહી ખેંચ્યો. પ્રેક્ષકોએ આ નાટક પળભર જોઈ જૂના નાટકને માટેનો પોતાનો આગ્રહ જાહેર કર્યો. પાસે બેઠેલાઓ જોઈ પણ શક્યા કે કોક જબરા હાથે નાચનારીને રંગમંચ પર ધક્કો મારીને મોકલી. ઝબકી ગએલા દીવા પાછા ઓલવાયા.

હાર્મોનિયમવાળાએ વાજા પાસે બને એટલો વધુ અવાજ કઢાવ્યો. નરઘાવાળો પણ પાછો હઠે એમ ક્યાં હતો? અને પ્રેક્ષકો પાસે તો પોતાના વિજયપોકાર જાહેર કરવાનાં બીજાં સાધન જ ક્યાં હતાં?

'આ તો મીઠી. મીઠી. મારી ઘરવાળી.'

કોક શોખીન પ્રેક્ષકે પેલાનું હૂબહૂ અનુકરણ કરી બતાવ્યું. પ્રેક્ષકો ખડખડાટ હસી પડ્યા. નાચનારી નીચું જોઈ ગઈ.

ગીત ફરી શરુ થયું.

* * *

નાચવાવાળીના ઘરવાળાને પેલા બે મેનેજર પાસે લાવ્યા. મેનેજરની પાસેની જ ખુરશીમાં પાસેની પોલીસચોકીના જમાદાર બેઠા હતા. અને મેનેજરનો મિજાજ આ ખોળિયામાં માતો ન હતો.

'કેમ 'લ્યા, થિયેટર તારા બાપનું છે?' ખીલાના જોર પર મેનેજરે પેલાને એક તમાચો મારતાં કહ્યું.

અંદરથી ગીતની કડી બહાર વહેતી વહેતી આવતી હતી:

'અરે ઓ, જાનેવાલે તું જરા અંચલ હટાદેના.'

જમાદારની સમયસૂચકતાએ મેનેજરને બચાવ્યા. 'બીડીબૂઝાઓ'ના હાથમાંથી છટકીને પેલો સીધો મેનેજર પર ધસ્યો. પણ જમાદારે એનો હાથ અધવચ્ચેથી જ પકડ્યો.

'શું તારું નામ 'લ્યા?'

'પશો'

'કેમ પશાભાઈ, દાદાગીરી કરવા નીકળ્યા છો?'

'દાદાગીરીની વાત જ નથી. આ તમારી અસ્મતજાન એ મારી બીડી છે. મારા ઘરમાંથી ભાગી ગઈ છે.'

પશો સ્વસ્થ બનતો જતો હતો. પહેલો આઘાત અને વિસ્મય જઈ તેને સ્થાને કશી સ્વભાવજન્ય રૂક્ષતા એના અવાજમાં આવતી હતી.

'ભામટો ક્યાંઇનો!' મેનેજર સાહેબ સુરક્ષિતતાનું અંતર જાળવીને બોલ્યા.

'જો. એ, તું મોટો હઈશ તારા ઘરનો. જબાન સમાલીને બોલજે.' પશાએ સામો પડકાર કર્યો. એના અવાજમાં ઉત્તેજના ન હતી પણ ઠંડી હિંસકતાભર્યો ગજવેલનો રણકાર હતો.

જમાદારે પશાને પંપાળીને ખુરશી પર બેસાડ્યો.

'આ નાચવાવાળી તારા ઘરમાંથી છે એમ તું કહે છે?'

'હા. અગ્નિની સાખે અમારો હાથેવાળો થયો હતો.'

'પછી?'

'પછી, એ આજ ત્રણ વરસ થયાં ભાગી ગઈ હતી. મારાં કરાવેલાં ઘરેણાંગાંઠાં ચોરીને ભાગી નીકળી હતી.'

'તેં ફરિયાદ નોંધાવી હતી ?'

'સા'બ, એમ કોઈ જાંગ ઉઘાડી કરે ?' પશાના અવાજમાં સહેજ વિવશતા આવી હતી.

'પછી હવે શું કરવું છે ?'

'મારી ઘરવાળી મને મળવી જોઈએ. હું દાદ માગું છું.'

'પણ તો તો તારે કાયદેસર બધું કરવું જોઈએ. માન કે એ તારી ઘરવાળી છે અને તું કહે છે તેમ ચોરી કરીને ભાગી ગઈ છે તો એની રીતસર ફરિયાદ થવી જોઈએ.'

'અરે સા'બ, એ પાછી આવતી હોય તો મારે ઘરેણાંય નથી જોઈતાં.'

'શું સાહેબ, તમેય ગળેપડુની વાત સાંભળો છો ?' મેનેજરે વાત કાપવા કહ્યું.

'હું ગળેપડું હોઉં તો એ અસ્મતને અહીં લાવો, કે મને એની પાસે લઈ જાઓ. મારા દેખતાં એ ના પાડે એ તો જોઉં.' પશાએ કહ્યું.

'લે મોટી વાત લઈ આવ્યો! એની સાથે વાત કરવાના તો પૈસા પડે છે, પૈસા.' મેનેજરે ઝાઝો વિચાર કર્યા વિના જ બોલી નાખ્યું.

'જબાન સમાલીને બોલ. ગમે તેવી તોય એ મારી ઘરવાળી છે.'

જમાદારને આ પ્રસંગે હસવું કે ગંભાર રહેવું એની જ વિમાસણ થતી હતી. પણ તાત્કાલિક ઉપાય તરીકે એમણે પશાને ટિકિટના પૈસા પાછા અપાવ્યા અને ખેલ પૂરો થયા બાદ કશું ધાંધલ ન કરે એ માટે સહીસલામત અંતરે પહોંચાડ્યો. મેનેજર બોલતા હતા. પશો ચૂપ હતો.

* * *

'મીઠી. મીઠી. મારી ઘરવાળી.'

વજ્જર હથોડાના ઘા મટકુંય ચોર્યા વિના લાગે જતા હોય એમ મીઠી-અસ્મતને લાગ્યું.

'મીડી' ઘણે વર્ષે એ કડવું નામ સાંભળવા મળ્યું. અને અસ્મત સ્તબ્ધ બની ગઈ. આખું શરીર જાણે લૂખું પડી જઈ હાલતુંચાલતું બંધ પડે અને ઠંડી રૂંવાડે રૂંવાડા વાટે સામટો હલ્લો કરે એવું એને લાગ્યું. હાથપગ તાલ ચૂકીને હાલતા બંધ થયા. ગાયનના શબ્દો જીભ પર જ સૂકાઈ ગયા. શુદ્ધબૂધ હણાઈ ગઈ. માત્ર પેલો પશો......

સંપ્રજ્ઞાની છેલ્લી પળે એ પાંખમાં ચાલી ગઈ. ન'તું સહાતું. સ્ત્રીત્વને પીંખતી આંખો, ચેનચાળા અને ચિચિયારીઓ અને પેલો માલિકીપણાનો અવાજઃ 'મારી, મારી ઘરવાળી.'

એને ભાન આવ્યું ત્યારે તો કોઈ બળવાન હાથ એને પાંખમાંથી તખ્તા પર ધકેલતા હતા. અને એને ભાન કેમ કરીને આવ્યું? ગાલ કેમ ચમચમતો હતો? તમાચો? પ્રકાશના દરિયામાં ધકેલાઈ. વાજું ય કેવી ચીસો પાડતું હતું? શા શા બોલ બોલતું હતું?

'આ તો મીડી. મીડી. મારી મારી ઘરવાળી!'

ના, આ એનો અવાજ ન'તો. કોક મજાક કરતું હતું. 'મારી' 'મારી' હા, સહુની. માત્ર પોતાની નહિ.

નીચી નજરે, આંખથી તખ્તાનાં લાકડાનાં જાડાં જાડાં પાટિયાંને ખોદતાં અસ્મતે ગાયન ઉપાડ્યું:

'અરે ઓ જાનેવાલે તું જરા અંચલ હટા દેના'

* * *

અસ્મતને ખાતરી હતી કે પશો હવે ધાંધલ કર્યા વિના નહિ રહે. યંત્રવત્ ગાયન ગાઈ જતાં ય એના મનમાં આ જ ખ્યાલ ઘૂમતો હતો. એ કૂદડી ફરતી હતી અને પેલાં ફોકસનો પ્રકાશ એની પાછળ દોડતો હતો ત્યારે ય કોઈ શિકારી પાછળ પડ્યો હોય એમ જ એને લાગ્યું.

કેવી રાહત! એક તાલી ન પડી. રંગના લપેડાવાળો દેહ જોઈને ય એ કંટાળ્યા. કેવી શાંતિ!

પડદો પડ્યો. ઑડિયન્સ વિખરાતું હતું. પણ અસ્મતને તો નવા જંગ માટેની તૈયારી કરવાની હતી ને! વાટે પશો......

'ડરતી નહિ અસ્મત. હું ઘેર મૂકી જઈશ' ઘણા ય એમ કહેનારા હતા. ઘણાએ કહ્યું. પણ ઘેર મૂકી જવાના અર્થથી અસ્મત ક્યાં અજાણ હતી ?

પોલીસની નજર હેઠળ, ગાડીમાં એ ઘેર ગઈ. દાદર ચઢી ઓરડીનું બારણું દીધું. છતાં ય સંતોષ ન થયો, સલામતી ન લાધી, તે કેટલો ય વખત પોતાનું બધું વજન બારણા પર નાખી એ ઊભી રહી.

* * *

બારણું ખોલતાં ય એનું મન ન'તું માનતું. છતાં એણે ખોલ્યું. અને પહેલી જ નજરે એને દેખાયું કે પશો બારણા સામે જ બેઠો બેઠો બીડી પીતો હતો. ફરીથી બારણાં ભીડાવી પોતાના કિલ્લામાં ભરાઈ બેસવાની એને ઇચ્છા થઈ આવી. પણ ચપળ પશો મીઠીના મનને જાણી જ ગયો હશે તે સાબતો ઊઠી એણે બારણું ઝાલી રાખ્યું. ગજગ્રાહનો કશો અર્થ ન હતો.

'તમારે શું કરવું છે?' મીઠીએ આણી શકાય એટલી સ્વસ્થતા આણી પૂછ્યું.

'વાહરે સવાલ! 'તમારે શું કરવું છે?' ધણીધણીઆણી વળી શું કરતાં હશે?' મીઠીના બન્ને ખભા પર હાથ મૂકી મીઠીને જોરથી હચમચાવતાં પશો બોલ્યો.

કયાંયથી ય જોર કાઢી મીઠીએ પશાની ભીંસમાંથી પોતાની જાતને અળગી કરી.

'ધણીધણીઆણીની વાત આટલા વરસ બાદ કરવામાં કશો સવાદ નથી.'

'ત્યારે અડધી રાતે ઘરમાંથી ભાગી જવામાં સવાદ હશે ખરોને?'

'સવાદ તો કેટલો છે અને કેટલો નહીં એ મારું જ મન જાણે છે.'

'હાસ્તો. યાર દોસ્તો અને ઘરાકોનો સવાદ તો તમારું જ મન જાણેને!' પશો શબ્દે શબ્દમાં હજાર હજાર નાગના ડંખ ભરતો હતો.

અને પાછો કુશળ અદાકાર અભિનયની અસર પારખવા પ્રેક્ષકોના ચહેરે ટીકી રહે એમ એ મીડીના ચહેરા સામું ટીકી રહ્યો.

મીડીમાં ન જાણે ક્યાંથી પણ કશી ઠંડી તાકાદ આવતી હતી.

'એકેએક અક્ષર સાચો છે. એ બધો સવાદ તો હું જ જાણું ને! પહેલાં...' મીડી અટકી પડી. ગળામાંથી શબ્દોને બહાર આવતાં કશો ડુંગર પાર કરવો પડતો હતો એમ એને લાગ્યું. એનાથી ન બોલાયું.

પણ પશા ઉપર એની કશી અસર ન હતી.

'પહેલાં? પહેલાંની વાત યાદ દેવરાવીને તું કહેવા શું માગે છે? તું મારી ધણીઆણી. મારી તાબેદાર. સમજીને? કહું એટલું કરવા બંધાએલી.'

થોડી ક્ષણ કોઈ ન બોલ્યું. શેરીના નાકે આવેલી હૉટેલમાં વાગતા થાળીવાજાની થરડાએલી તરજના કોક બોલ હવામાં ગુંજતા હતા. મીડી પૂરી સ્થિરતાથી બારીના થાળામાં જઈને બેઠી. પશાએ નવી વિદ્યા અજમાવી. અવાજમાં ય એ દૈન્ય આણી શક્યો.

'મીડી, અગ્નિ અને બ્રાહ્મણની સાખે આપણે એક બન્યાં. મારું દુ:ખ એ તારું નહીં?'

મીડી જવાબ ખાઈ ગઈ. પશાએ એને આવકારદાયક લેખ્યું.

'અને તું તો જાણે છે કે હું કેવો ઘેરાએલો હતો. સૂધસાન કશુંય કામ કરે એવું હતું? તું મને મદદ કરે, મારો બોજો હળવો કરે, એમાં કાંઈ આપણે કોઈના પર પાડ ચઢાવતાં હતાં?' અવાજમાં કંપ આણતાં પશો બોલ્યો.

'તમે જાણો છોને અત્યારે હું નાટકમાં છું?'

'એટલે?'

'એટલે આ નાટક ભજવવાનો કશો ય અર્થ નથી. તમારો બોજો હળવો કરવા મેં શું નથી કર્યું?' તમારું દેવું પતાવવા મેં દેહ...' મીઠીથી આગળ ન બોલાયું. આંગળીઓથી આંખ દાબી એ બેસી રહી.

પશો આનો ય લાભ ઊઠાવવા તૈયાર હતો.

'તે તું પાછી મોટી ભગતાણી! આ અત્યારે તો મોટો સતીધરમ પાળતાં હશો!'

શબ્દોની અસર પશાએ ધારી હતી તેથી ઊલટી જ થઈ. મીઠીએ દીનતાના આવરણને ફંગોળી દીધું.

'સ્ત્રી પાસે સતીધર્મ તમે પળાવ્યો ખરોને!'

પશાએ પાછો રાગ બદલ્યો.

'અરે ભલી બાઈ, પથરા તળે હાથ આવ્યો હોય તે કળથી નીકળે, બળથી નહિ.'

'કળ! તમારી સ્ત્રીનો આ ઉપયોગ એ તમારે મન કળ. ખરુંને!'

'તે આ તમે તો...' અદાભેર પશો અટકી ગયો.

'પણ એમાં એક મોટો ફેર છે. પહેલાં તમે કહેતા અને હું તાબે થતી. તમારા હાથમાં આવતા રોકડા પૈસામાંથી મેં કદી પાઈ પણ માગી નથી. માત્ર મનમાં ને મનમાં જમરાજાની માનતા રાખતી. એ દેવ ન રીઝયા. અને તમને તો કમાણીનું સરસ સાધન સાંપડ્યું. મને થયુંઃ આમ જ થવાનું હોય તો હું જ એ શા માટે ન કરું?'

મીઠી સ્વસ્થ દેખાતી હતી પણ જીવનનું બધું ય હલાહલ એની જીભે આવીને વસ્યું હતું. નઘરોળ પશો બોલી ઊઠ્યો :

'હા, બીજું કાંઈ નહિ તો પૈસા તો પાસે રહે! એ ય ઓછો લાભ છે!' પશાનું શસ્ત્ર નિષ્ફળ નીવડ્યું. મીઠીએ સામો ઘા લગાવ્યો:

'એથી ય મોટો એક બીજો લાભ છે. તને ના પાડી શકવાનો!' પળ બાદ મીઠીએ ઉમેર્યું: 'હવે અહીંથી સિધાવો.'

પશો ઊભો થયો. આ તલમાં કાંઈ તેલ નીકળે એમ નથી એવી વધુ અને વધુ ખાતરી એને થતી હતી. છતાં છેલ્લો દાણો ચાંપવામાં શું જાય છે?

'મીઠી, એમ આપણે એકબીજાનો વાંક કાઢીએ એમાં કાંઈ ન વળે. તારી મરજી હોય તો હું અહીં રહું.'

મીઠી ચોંકી. આ માણસ કયી હદ લગી જાય એમ હતું?

'અહીં? શા માટે?'

'લે હવે, કાલી ન થા. આમેય તારા જેવીને ચૂનો ચોપડીને નાચવું શા માટે પડે? તું તો રાણી થઈ શકે છે રાણી.' ખૂબીભેર થોડીવાર અટકી જઈ પશાએ ઉમેર્યું: 'હું તને રાણી બનાવી શકું. પણ તું તો ખભે હાથ પણ નથી મૂકવા દેતી ને?'

મીઠી ખડખડાટ હસી પડી. પશાને લાગ્યું કે છેલ્લી સોગટીથી પણ બાજી જીતાય એવું છે.

'તું જરા મારું કહ્યું માને તો...'

'જુઓ પશુભાઈ' પશો આ નવા સંબોધનથી જરા ચમક્યો, પણ મીઠીએ તો આગળ જ બોલે રાખ્યું: 'એ કામ કરવા તો મને ઘણાય મળી રહે છે. તમારા કરતાં ઘણા સસ્તામાં, મફતની આસપાસ. હવે જાઓ.'

મીઠીએ આંગળીથી દાદરો ચીંધ્યો.

'ભલે ત્યારે, કાંઈ જબરજસ્તીનો સોદો ઓછો જ છે!'

પશાએ ગજવામાંથી બીડી કાઢી સળગાવી અને મલપતી ચાલે દાદરો ઊતરી ગયો. મીઠી એ સહેજ ખૂંધે વળેલા બરડાને જોઈ જ રહી.



# છેક છેલ્લે ... ... ... ...

કોઈ પણ વસ્તુનું સર્જન—સર્જન તરીકેના એના ગુણદોષની તથ સર્જન તરીકે ઓળખાવાના એના અધિકારની વાતને બાજુએ મૂકી દઈનો કહીએ તો—સર્જનકાળની તેના ઘડનારાની માનસિક સ્થિતિથી નિરપેક્ષ રીતે થાય એ સંભવિત નથી. પોતાની માન્યતાઓ કે શ્રદ્ધાનો સંપુટ તો એના ઉપર ચઢવાનોજ. પણ એની સાથેસાથે કદાચ એ ઘડનારાનેય એની જાણ ન હોય એમ એની મનઃસ્થિતિનો રંગ પણ એ સર્જનને ચઢે છે.

અને એમાંય જ્યારે જીવાતા જીવનના પ્રવાહથી માનવી અલગ પડી ગયો હોય, એને અલગ પાડી દેવાયો હોય ત્યારે આ સ્થિતિ કશી જુદી રીતે વ્યક્ત થાય છે.

આગળ છપાએલી વાર્તાઓમાંની મોટા ભાગની વાર્તાઓ '૪૧ થી '૪૪ના એપ્રિલના અરસામાં, 'રેખા'ના એ સમયના સંપાદક ભાઈ અશોક હર્ષે આપેલા કલમનામ 'નિર્વાસિત'માં પૂરું વ્યાજબીપણું હતું એવી સ્થિતિમાં લખાઈ છે. એને હું વાર્તા કેમ કહું છું એ વાત તો જરા આગળ ઉપર. અત્યારે તો એમના ઘડતર પાછળ શું શું હતું તેજ અહીં નોંધું છું.

દીવાલ પાછળનું જીવન જેમ એક રીતે સુરક્ષિતતા આપે છે તેમ બીજી રીતે ઉરતંત્રને એ વધુ આળું પણ બનાવે છે. બહારના રોજ બરોજના જીવનમાં નજરેય ન ચઢતી સંવેદના ત્યાં જોવા જાણવા અને વિસ્મયવા મળે છે. આખું માનસ કોઈ અનોખા સમ પર સૂરસંધાન કરતું હોય છે. આ વિકૃતિ હશે કે સંસ્કૃતિ એ તો સ્વકીય માન્યતાઓનો સવાલ છે. પણ એ હકીકત છે એટલું સાચું છે.

આ સ્થિતિ બધી જ વસ્તુઓને કશા રંગીન એવા અસ્તરમાં લપેટી લે છે. બહાર જેને લાગણીવેડા કે વેવલાપણું કહેવાય એવા ઘણામાં માત્ર કશી ઊપસી આવેલી શખ્સિયત છે એવું ભાન પણ અંદર થાય છે. અને આ સ્થિતિ બહારના સંજોગોમાં જે સંસ્કારી નઠોરતા કેળવી હોય છે તેને સ્થાને કશી ઋજુતા, કશી નરમાશ, કૂણાશ આણે છે.

બનવાજોગ છે કે આ વસ્તુ સર્વસામાન્ય ન પણ હોય. અને આજ લગી મનાતી આવેલી મનઃસ્થિતિ—જેલ એટલે નઠોરતા કેળવવાની નિશાળ—એ જ સાચી વસ્તુ હોય. એ વસ્તુ તો વ્યક્તિ પર જ છોડી દેવી પડશે. અહીં આ વસ્તુ નોંધવાનો હેતુ એક જ છે. આ મનોદશા મહા જીવનસંઘર્ષના લઘુ આકારો અને આવિષ્કારોમાં પણ કશો અજબ ડંખ અનુભવે છે. અને સહાનુભૂતિની વ્યાપ્તિ એટલે અંશે વિસ્તૃત બને છે. નાની ઝીણી વાતો, રોટીનો એક નાનકડો ટુકડો કે અડધો ય ન બોલાએલો શબ્દ, હાડચામનો કશો ડારતો, ડરાવતો દેહ ધારીને સામે આવે છે. એને પોતાને તમારી હમદર્દીની કશી તમા નથી. પોતાના જ સંઘર્ષમાં એ એટલાં મશગૂલ છે કે એમને તમારી હસ્તિનું ય જ્ઞાન નથી હોતું. પણ તમે એવા બેતમા રહી શકો એવી સ્થિતિમાં કયાં હો છો? અને જીવનપથનાં પાન્થીઓ મળે છે. સમસંવેદનનું ભાતું એ જ વાટ ખુટાડવાનું એકમેવ સાધન બને છે.

કશા કલમકસબ માટે આ અનુકૂળ સ્થિતિ ગણી શકાય કે કેમ એ તો હું નથી જાણતો. પણ સર્જનવ્યાપારનો ઉગમ જો કશી વેદનામાંથી, વેદનાએ જન્માવેલી હમદર્દીમાંથી, હમદર્દીએ જગાડેલી માનવતાની ચિનગારીમાંથી હોય તો આ સ્થિતિમાં મૂગા ન જ બેસી રહેવાય. એમાં નાટ્યોચિત કે ભવ્ય લાગતો પ્રસંગ ભલે ન હોય. પ્રતાપી અને આકાશે અડતાં પાત્રો ય ભલે એમાં ગેરહાજર હોય. એમાં વેદના છે એટલું પૂરતું છે. પળ અડધી પળને ય માનવતાથી ભરી દેવાની એની તાકાદ એ જ એના શબ્દજીવનને સાર્થક કરી દે.

સાહિત્યના કોઈ પણ પ્રકારનું સ્વરૂપ આખરે તો, એ પ્રકાર મારફતે જે સંવેદન વ્યકત કરવાનું છે તે જ ઘડી શકે ને? જેટલી એ સંવેદનની તીવ્રતા, ચોટ મારવા અને ખમી ખાવાની શક્તિ, એટલું જ એના ઉચ્ચારનું

દેહસૌષ્ઠવ. આયોજનને એમાં સ્થાન નથી કે પ્રચલિત સ્વરૂપના ગુણદોષની એના ઉપર અસર થતી નથી એમ કહેવાનો આશય નથી. પણ માત્ર આયોજનની સુંદરતા ઉપર, રૂઢ થઈ જડ બનેલી, ગતિશીલતા ગુમાવી બેઠેલી, કશી સંજ્ઞાઓ કે નિયમો ઉપર જ જો શબ્દોનાં કપડાં મઢવાનાં હોય તો તો એ સહુ કઠપૂતળીઓ બને.

એટલે જ સંવેદનને જીવવાની શક્તિ એ જ વાર્તાની કસોટી બની શકે. સ્થાપત્ય એ જ એકમેવ નિકષ છે એવો ખ્યાલ, વસ્તુસ્થિતિ સામે આંખમીંચામણાં કરવા જેવું છે. પ્રાણ, ચેતનના ઉચ્ચારને એમાં અનન્ય એવું સ્થાન છે.

એક વાત મારે અહીં નોંધવી જ જોઈએ. 'ચાલો કશું નવું કરીએ' એવી કશી આકાંક્ષાથી આમાંનો એક અક્ષર પણ નથી લખાયો. હકીકતમાં તો એ પ્રત્યેક વાર્તાના વસ્તુએ જ પોતાનું સ્વરૂપ ઘડ્યું છે. હા, એ સાથે 'એ નવું છે', 'પ્રયોગ છે' એવી કશી ભીતિએ એમ કરતાં મને વાર્યો પણ નથી.

વાર્તાના સ્વરૂપની વાત છે ત્યારે બીજી એક વાતનો પણ ઉલ્લેખ કરવો જ જોઈએ. કશી ન સમજાય એ રીતે એકાંકી નાટક અને વાર્તાની વિચારણા મારા મનમાં સાથેસાથે જ ચાલે છે. એનું પરિણામ ઘણું સુખકર આવ્યું છે એટલું હું કહી શકું. એકાંકીની કંજૂસાઈએ વાર્તાને ય સારી પેઠે ટૂંકી બનાવી છે. અને બન્નેની ભિન્નતાએ અહીં છે એ, અને અન્ય વાર્તાઓમાં ય સંઘર્ષના ઘટસ્ફોટ આસપાસ અણચિન્તવ્યાની ચમત્કૃતિની રીતે વસ્તુનો ય વિચાર કરવાની ફરજ ઘણીવાર પાડી છે. તો સાથેસાથે ઘણીવાર વાર્તાને કશી લાંબા પટ પર ભજવાતી સ્વગતોક્તિ જેવું રૂપ પણ એણે આપ્યું છે. 'Deliberation is the mental rehearsal' (John Dewey) આ વ્યાખ્યાને વાર્તારૂપે મૂર્ત કરવાનો ય અખતરો થઈ ગયો છે. આ બન્ને સ્વરૂપો એમનાં આયોજનની નજરે જ નહીં પણ સંવેદન જગાવવાની એમની શક્તિની દૃષ્ટિએ કેટલાં નિકટ છે? અને છતાં એમને પોતપોતાની નિરનિરાળી ખાસિયતો પણ કેટલી છે? બન્નેની સાથે જ વિચારણા થાય તો મને લાગે છે કે બન્ને સ્વરૂપોને એથી પારાવાર લાભ થવાનો સંભવ છે.

મને લાગે છે કે આપણા જીવનમાં 'શું?'ની સાથે જ 'શા માટે'ને પણ એટલું જ અગત્યનું સ્થાન હોવું જોઈએ. કલમકસબમાં તો એ સવાલનો સળવળાટ અત્યંત જરૂરી બન્યો છે. સંવાદ અને સૌંદર્યની ખોજ, કથા અનાદિ—અનંત જીવનતત્ત્વની શોધ લેખક પાસે લખાવે. પણ એની સાથેસાથે એ સર્વ શોધ એ આજના જ સામાજિક સંદર્ભમાં હોઈ શકે. ભૂતકાળ માટે ભલે ગૌરવ અનુભવો: ભાવિ માટે ભલે તમે આશાવાદી રહો. પણ વર્તમાન વિષે સામાજિક રીતે સંપ્રજ્ઞ રહ્યા વિના લેખક સંવાદ અને સૌંદર્યની એની શોધમાં ય અટવાનો જ રહેવાનો.

બનવાજોગ છે કે વર્તમાન અને એના સર્વ ઉચ્ચારો, વામણાં, ક્ષુદ્ર ક્ષુલ્લક લાગે. પણ એમાં જ જીવન જીવવાનું છે અને એમાં રહીને જ જીવનની વધુમાં વધુ કિંમત ઉપજાવવાની છે એ વાતને વિસારે પાડવાથી શો લાભ થવાનો છે? અને ગાવી જ હોય તો હાથિયા થોરને ય એની વીરગાથા ક્યાં નથી?

જયંતી દલાલ